# મરણોત્તર

સુરેશ હ. જોષી

the novella is based on a single situation and—on the level of plot and characters—remains there It does not claim to shape the whole of social reality, nor even to depict that whole as it appears from the vantage point of a fundamental and topical problem Its truth rests on the fact that an individual situation—usually an extreme one—is possible in a certain society at a certain level of development, and, just because it is possible is characteristic of this society and this level For this reason the novella can omit the social genesis of the characters, their relationships the situations in which they act Also for this reason it needs no agencies to set these situations in motion and can forgo concrete perspectives This peculiarity of the novella, which to be sure permits an infinite internal variety from Boccaccio to Chekhov, enables it to appear historically both as a forerunner and rearguard of the great forms, it can be the artistic representative of the Not—Yet or of the No—Longer, of a totality which can be portrayed

—Georg Lukacs

Yet the verdict was passed long ago

on the black background of this still-life someone has blackly written

in the luminous ink of inevitability

our common ordinary indifferent daily benevolent

death

—Antonin Bartusek

Only death is there in the morning light and the morning is midnight and yourself forgotten only the gulf is there

—Malcolm Lowry

What does literary success mean? To be condemned by persons who have not read his works and to be imitated by persons devoid of talent There are only two kinds of literary glory that are worth winning but the writer who wins either will never know One is to have been the writer perhaps a quite minor one, in whose work some great master generations later finds an essential clue for solving some problem, the other is to become for someone else an example of the dedicated life

—W H Auden

A work of art produces an impression If that impression is definable and capable of being classified, it is 'finished', it can be relegated to a category, 'shelved' For it to last, to achieve a certain intensity and a certain aesthetic effect, it must haunt the memory must be hard to define, impossible to summarize and of such a nature that nothing I do can exhaust its efficacy

—Paul Valery

અર્ધો પડેલા મરણનો ભાર લઈને ફરું છું. આથી હાથ લંબાવીને એકદમ કોઈને ભેટી શકતો નથી. બોલતા બોલતા વાક્ય વારંવાર અર્ધેથી વળાવી દેવું પડે છે. પછી બાકીનું વાક્ય પૂરું કરવાનો ઝાઝો ઉત્સાહ રહેતો નથી કોઈ બોલે છે ને પૂરું સાભળવા પૂરતું ધ્યાન એકાગ્ર કરી શકતો નથી. આ ભારને લીધે જ ચાલ્યા કરું છું એને લઈને ક્યાંય થોભવાનું બની શકતું નથી કોઈક વાર હસવા જાઉં છું તો કશોક વિચિત્ર અવાજ માત્ર નીકળે છે મારી આંખો વડે જ જીવું છું આંખો બધું જુએ છે, નોંધે છે પણ કોઈ મારી આંખમાં આંખ માંડીને ઝાઝી વાર જોઈ શકતું નથી. સામા માણસની એવી સ્થિતિ જોઈને હું જ ત્યાંથી ખસી જાઉં છું. આંખની એકાકિતા અધૂરી રહી જાય છે

સુધીરના ઘરથી દરિયો અર્ધો એક માઈલ દૂર હશે એનું ઘર એક નાની ટેકરી પર છે ટેકરીના ઢોળાવ પર વૃક્ષો ગીચ ઊગેલાં છે આજુબાજુમાં બીજી વસતિ નથી. હું એને ઘેર પહોંચ્યો ત્યારે મનોજ, ગોપી, નટુલાલ, અશોક, રમા—કોઈ આવ્યું નહોતું. દરિયા તરફ પડતા ઝરૂખામાં જઈને હું ઊભો હું કોઈની રાહ જોતો નહોતો. દૂરના દરિયાનો આભાસ ચાંદનીમાં ચમકતો હતો પવનને કારણે મરણના ભારને સંભાળવાનું મુશ્કેલ થઈ પડતું હતું કશીક વેદનાનો સુસવાટો હું હૃદયના ધબકારમાં સાંભળતો હતો. આવી પળે અંદર રહેલા મરણમાંથી એક વિચિત્ર પ્રકારની વાસ પ્રસરવા માંડે છે. એનું મને ઘેન ચઢે છે એ ઘેનમાં જ્યાં જોતો, જાગતો, વેદનાનો સુસવાટો સાંભળતો હું ઊભો હતો.

ત્યાં સાવ પાસે આવીને કોઈક બોલ્યું ગર્ભમાંના બાળકના હૃદયના ધબકારા જેવો એ અવાજ હતો એકાએક ચાંદનીમાં એક મુખ ચમકી ઊઠ્યું મેં પૂછ્યું . કોણ, મૃણાલ ?’

'ના'.

'તો ?'

'મેધા.'

હવે એનો અવાજ પાતળા બરફની પતરી જેવો હતો. પ્રકટ થાય તે પહેલા ચૂર્ણ થઈને વેરાઈ જતો હતો. એ મારી સામે જોતી નહોતી. કોણ જાણે શાથી મને એમ લાગતુ હતુ કે જાણે હુ કોઈ ખડિયેરની પાસે ઊભો હતો, એની આંખોમા દીવાલને બાઝેલી લીલના જેવી સ્નિગ્ધતા હતી, પણ એ દૃષ્ટિ મારી તરફ મડાયેલી ન હતી. હુ ન–હોવાનુ એક આછુ સરખુ બિન્દુ જ કદાચ એને મન હોઈશ. સાથેસાથ એવુ લગભગ નિશ્ચિહ્ન બિન્દુ બનવાનુ મને ગમે. પણ અર્ધા પાકા મરણનો ભાર ઘૂટાઈને મને એવી ઘનતાથી લાદે છે કે મારે નિશ્ચિહ્ન બનીને અલોપ થઈ જવુ હોય તો ભગવાનના એક પ્રચણ્ડ નિઃશ્વાસની જરૂર પડે, પણ ભગવાન સુખી છે, અને—

મેધાના શ્વાસ મને ઘેરી વળે છે. કણજીના પાદડાને મસળતા જેવી વાસ આવે તેવી એની વાસ છે એ મારી નિકટ સરે છે. એની કાયાનો મને સ્પર્શ થાય છે વરસાદમા નદીના કાઠાની ભાગી પડતી માટીના જેવી એની કાયા છે. એના નજીક આવેલા મુખનો ઉત્તાપ મને સ્પર્શે છે હુ કદાચ આત્મરક્ષણ માટે હાથ ઊચો કરુ છુ. એ મારા હાથને પકડી લે છે એને જ્યા લઈ જવો હોય ત્યા લઈ જાય છે. હાથની શિથિલતા સામે એની કાયા બળવો કરે છે. મારામા બેઠેલુ ખધુ મરણ હસે છે એના પડઘા દૂરના દરિયાના આભાસ સુધી વર્તુળો બનીને વિસ્તરે છે. મેધાના પાસે આવેલા મુખથી હુ ઢકાઈ જાઉ છુ. એનુ મુખ એકાએક ગાઢ વન બની જાય છે. એ વનમા એક ગુફા છે એ ગુફાની બહાર કાળુ ભીનુ અધારુ છે. એ અધારાની માદક વાસ મને છછેડે છે.

હુ મેધાના કાનમા જાણે જાદુઈ મન્ત્ર ઉચ્ચારતો હોઉ તેમ કહુ છુ. 'મેધા.'

એ કણસે છે એના હાથની આગળીઓ મારા શરીરમા નદીના જળમા ગભરાઈને ભાગતી માછલીઓની જેમ સળવળે છે મારામા બેઠેલા મરણથી હુ એનુ રક્ષણ કરવા ચાહુ છુ. મારુ શરીર એના ઉત્પાતને શાન્તિથી સહે છે. હુ કઈક બોલવા મથુ છુ. શબ્દ જેવો ઉચ્ચારવા જાઉ છુ તેવો જ એ મરણના પજામા ઝડપાઈ જાય છે. મારા હોઠ ફરકીને રહી જાય છે. પણ એનો અણસારો

વર્તાતા એ એના હોઠથી એ નહીં ઉચ્ચારાયેલા શબ્દો શોધે છે, ધ્રૂ ધવાઈને માગ હોઠને એ કરડે છે

હુ મનમા ને મનમા બોલુ છુ. 'મેધા, જો શાપ કે વરદાન આપવાની મારી શક્તિ હોય તો હુ તને શિલામા ફેરવી નાખુ હુ નદી બનીને તને મારા ઊંડાણમા લઈ જઈ રમાડુ, તારામા નક્ષત્ર થવાની મમતા જગાડુ'

પણ મેધાની કાયાના આર્દ્ર ઉત્તાપની આબોહવામા હુ ઘવાઈ જાઉ છુ ચ્ર ચળ ગતિએ જો દોડી શકાતુ હોત તો એક છલાગ મારીને હુ દરિયાકાંઠે પહોચી ગયો હોત/ઉન્મત્ત પવન થઈને મેધાની આખી કાયાને ગણુની રેતીની જેમ વ ટોળે ચઢાવવાની ઈચ્છા થાય છે. ઉગ્ર સૂર્ય બનીને એને બાષ્પીભૂત કરી નાખવાની ઈચ્છા થાય છે. ખ ધુ મગણ મારી આ બધી ઈગ ાન એક ડડી ફૂ૮ મારીને ઉગાડી મૂકે છે એ મરણને ગૂગળાવી મૂકવાને હુ મેધાના બને હાથ મારી ડોકની આજુબાજુ ભીડાવી દઉ છુ. મેધા પશુની જેમ હાંફે છે મારી પકડ ઢીલી પડી જાય છે. વૃક્ષ પાછળ ઢકાયેલો ચન્દ્ર બહાર નીકળે છે. એના અજવાળામા એક પડછાયો પાસેની દીવાલ પર દેખાય છે હુ પ્ર છુ 'કોણ, મૃણાલ ?'

નીચેના વૃક્ષોની છાયા અને પવન—એમની રમત જોઉં છુ. કોઈક વાર આશા બધાય છે કે આ પવન મારા શરીરના બન્ધનને ખોલી નાખશે, પછી હુ બહાર નીકળી જઈશ. મારા મરણને મારા શરીરમા પૂરી દઈશ પછી ક્યાય પગલી પાડ્યા વિના ચાલ્યો જઈશ આકાશમા જઈને તારાની જેમ ચમકવુ નથી, ઈશ્વરને શોધવો નથી જળમા જળ થઈને ભળીને વળી સૂર્યના અત્યાચાર સહન કરવા નથી પવન થઈને આધળા બની જ્યા ત્યા અથડાવુ કૂટાવુ નથી અગ્નિ થઈને લપલપ જીભે અકરાતિયાવેડા કરવા નથી અન્ધકાર જો સ્વીકારે તો અન્ધકારમા ભળી જાઉ પછી કોઈ અન્ધકારને અન્ધકારથી શી રીતે છૂટો પાડે? કહે છે કે ઈશ્વર અન્ધકારના ગૂંચવાયેલા તન્તુને ઉકેલતા ઉકેલતા આધળો થઈ ગયો છે. હુ પણ ઈશ્વરની આગળીઓ વચ્ચે સતાકૂકડી રમુ, ઈશ્વરને પજવુ. કદાચ ઈશ્વરની આગળી સાથે ઘસાતા મારામાથી તેજના તણખા ઝરે, પણ તેથી ફરીને હુ તેજ બનીને સળગી જવાના પ્રલોભનમા ફરીથી નહી ફસાઈ જાઉ

મારા આ વિચારોને મરણ એની ખધી નજરે જોતુ બેઠુ છે. એ હસે છે. એ હસે છે ત્યારે એના દાત કટકટી ઊઠે છે. એના હસવાનો આચકો મારા હૃદયને લાગે છે મારો હાથ છાતી પર જાય છે કોઈ ત્રસ્ત પખીને શાન્ત કરતો હોઉં તેમ હાથ પપાળુ છુ મારા ગભરુ વિચારો મરણની નજરથી બચવા નાસભાગ કરી મૂકે છે હુ આખને ઇશારે એમને સ્વસ્થ કરુ છુ. કોઈ આવતુ હોય એવા ભણકારા વાગે છે હુ એ તરફ નજર કરતો નથી ત્યા કોઈ આવીને મારો હાથ પકડી લે છે. હુ પૂછુ છુ 'કોણ, મૃણાલ?'

૩

નીચે ઘણા માણસોનો અવાજ સંભળાય છે કોઈ અવાજ વ્હીસ્કીથી તરબોળ છે, કોઈ સિગારેટના ધૂમાડામાં લપેટાયેલો છે. મને કશોક જાદુ કરવાનુ મન થાય છે ' એ અવાજોને પંખી બનાવીને ઉડાવી મૂકુ તો ? મારો આ તુક્કો જાણીને મારામા બેઠેલુ મરણ મોઢુ બગાડે છે હુ એક થાભલાની ઓથે ઊભો રહીને રાહ જોઉં છુ. ના, રાહ તો કોઈની જોતો નથી થોડી જ વારમા ઉપરના મોટા ખણ્ડના હાડીઝુમ્મરના પ્રકાશથી બધુ ઝાકઝમાળ થઈ ઊઠે છે બહારના વૃક્ષો પર એના પ્રકાશની રેખાઓ હાલે છે. ત્યા કોઈકના હસવાનો અવાજ સભળાય છે એ હાસ્ય જાણે મે આ પહેલા સાભળ્યુ હોય એવુ લાગે છે. ઘણા વર્ષો પહેલા એ સાભળ્યુ હશે, પણ હવે તો મરણ એના ગલોફામા સમયને ચગળતુ બેઠુ છે. એને વિંટળાઈને બેઠુ છે સ્મરણ. અજગરની જેમ એની મન્દ નિષ્પલક આખે સ્થિર થઈને એ ભૂતકાળના ભારને ઉદરસ્થ કરીને બેઠુ છે. એની સ્થિર આખો હુ બધ કરવા મથ્યો છુ, પણ માગી નિદ્રાને તળિયે પણ એ આખો જાગ્યા કરે છે। પગલા નજીક આવતા સભળાય છે.

ઉપરનો ખણ્ડ જીવતો થાય છે. એમાના અસબાબમા જીવ આવે છે. બહારના ઝરૂખામા બેઠેલા કબૂતર પ્રકાશને કારણે અસ્વસ્થ બને છે. એની ઊંઘ-રાટાયેલી આખો ઘડીભર ગોળગોળ ફરે છે. પણ થોડાક પડછાયાઓ હજી ભાગી ગયા નથી, તેમાનો એક હુ છુ. મને થાય છે કે હુ મારી જાતને સ કેલીને ઘરની વળીઓમા લપાઈ જાઉ, પણ આ મરણની બરડતાને શી રીતે સ કેલવી ? પગના ઝાઝર રણકે છે વાર્તાલાપ સાભળુ છુ અવાજો એકબીજાને પકડવા મથે છે. કોઈનુ હાસ્ય ઊડા ઘામાથી રેલાતા લોહીની જેમ રેલાઈ જાય છે. એનો રેલો મારા સુધી આવી પહોચે છે હુ શરીરને વધુ સ કોચીને ઊભો રહુ છુ, પણ એથી અદર બેઠેલુ મરણ કચવાય છે સુખ એ વાતનુ છે એ હજી અપાણિપાદ છે. એ કાપી નાખેલા વૃક્ષના ઠૂ ઠાના જેવુ છે પણ એને આખો ફૂટી છે મુખની જગ્યાએ છેદ છે અવાજોમાના કોઈક ભાગે છે એનો નીચે પડવાનો ધડકારો મારા શરીરમા સ્પન્દનો જગાડી જાય છે. કેટલાક અવાજો ર ગબેર ગી કાગળની પતાકા જેવા ફરફર છે. કોઈ અવાજ આંધળાના ફ ફોસતા હાથ જેવો છે. એનો આકસ્મિક સ્પર્શ થતા જ હુ ધ્રૂજી ઊઠુ છુ. ‘કોણ, માધવ ?

બેચાર લાગણી મરણની નજર ચૂકાવીને ભાગી જવા ઈચ્છે છે. હુ જોઇ રહુ છુ થથરતી કપતી લાગણીઓ. પોતાનુ મોઢુ પણ પૂરુ કળાવા દેતી નથી મરણના ઝેરી ઉચ્છ્વાસથી મુક્ત થઈને એ થોડીવાર સ્વચ્છ વાતાવરણની સપાટી પર આવવા ઈચ્છે છે મારી અને લાગણીઓ વચ્ચેનો તન્તુ હુ કોઈકવાર સાધવા જાઉ છુ અને મરણ એ તક દઈને તોડી નાખે છે. એનો તૂટવાનો અવાજ મારા જ્ઞાનતન્તુઓમા વીજળીના આચકાની જેમ વ્યાપી જાય છે આ લાગણીઓ– કેવી કૃશ બની ગઈ છે! નથી એને પોષણ મળ્યુ હાસ્યનુ કે નથી એને પોષણ મળ્યુ આસુનુ નિર્જન વિસ્તારમા પડેલી શિલાની જેમ હુ મારા ભાર નીચે કચડાતો પડી રહુ છુ. સૂર્ય મારી સાથે પછડાય છે, ચન્દ્રની કચ્ચરો મને ખૂચે છે. પવન મારી સાથે ઘસાઈ ઘસાઈને બધુ આળુ બનાવી દે છે પણ આવી કોઈક ક્ષણે, ક્યાકથી, પથ્થરમા જેમ ઉલ્કાનુ સ્મરણ જાગે તેમ આ લાગણીઓ જાગી ઊઠે છે ને હુ મારી દૃષ્ટિ સામેનો 'સમુદ્રનો આભાસ સજીવ થઈ ઊઠતો જોઉ છુ.' એ નાની સરખી આખ બની જાય છે એમા માયા છે કે કરુણા, પ્રીતિ છે કે ઉદાસીનતા, પ્રતીક્ષા છે કે ઉપેક્ષા તે હુ કળી શકતો નથી. એ મારી સામે જોતી છતા મને વટાવીને ક્યાક દૂર જાણે દોડી રહી છે હુ એમે ગેરકી લઈ શકતો નથી, અને એની દૃષ્ટિસીમાની બહાર પણ ચાલી જઈ શકતો નથી, એ આખ વાચાળ નથી. એની સ્નિગ્ધતા કોણ જાણે શાથી મને સ્પર્શતી નથી એ આખમાથી આસુની ઝાય ભૂસાતી નથી. આવરણને કારણે હુ એમા પ્રવેશી શકતો નથી મારુ પ્રતિબિમ્બ એમા દેખાતુ નથી કેટલી ભગુર લાગે છે એ આખ જાણે આગળી અડતાની સાથે જ ફૂટી પડશે! એ બીકે જ હુ એ આસુની ઝાયને અળગી કરવાની હિમ્મત કરતો નથી અને એથી જ એ આવરણની બહાર રહી જાઉ છુ. આટલુ આછુ સરખુ આવરણ જો તૂટે તો કદાચ એ આખના કિનારા આનન્દની ભરતીથી છલકાઈ ઊઠે, તો કદાચ એ આખના અતલ ઊડાણમા હુ સુખથી લય પામી શકુ, તો કદાચ આ મરણ ગૂગળાઈ ઊઠીને

માગામાંથી ભાગી જાય એરોપ્લેન માર્ગી પામેથી પાખ ફફડાવીને કોઈ પંખી ઊડી જાય છે મને એનું ભાન થાય તે પહેલાં હું પૂછી નાખું છું. 'કોણ મૃણાલ?'

૫

મનોજ મોટો કરોળિયો છે. એના બધા પગ લઈને એ ભાગ્યા કરે છે. એની સ્થિર લાગતી આખોમા ડાવડાઈ નથી, કદાચ ભય છે, કદાચ લુચ્ચાઈ છે. એ બોલે છે તે હુ સાભળતો નથી, પણ લગભગ અદૃશ્ય ચીકણા તન્તુઓને લબાતા જોઉં છુ. એ શેનાથી ભાગે છે? અથવા એ કોની તરફ દોડે છે? ક્યાક અંધારી બખોલ મળી રહેશે તો એ સ્થિર થઈ જશે, પછી એનુ જાળું એ વિસ્તાર્યા કરશે, પછી એમા ફસાયેલા શિકારની સખ્યા પણ એ ગણવા નહીં રહે. પછી આ સ્થિરતા પથ્થર જેવી થઈ જશે. હુ એના પગ ભાગી નાખવા ઇચ્છુ છુ. એની આખો ફોડી નાખવા ઇચ્છુ છુ. પણ એ ચીકણા સ્પર્શથી મને જુગુપ્સા થાય છે. એના લબાતા તન્તુઓથી દૂર રહુ છુ. સાવધ રહુ છુ. છતા એક લોભ થાય છે એના આ તન્તુઓ વચ્ચે મારામા રહેલુ મરણ જો ગૂચવાઈ જાય, પછી એ એના જાળામા ઝૂલ્યા કરે નહીં એ મુક્ત થાય, નહીં મનોજ મુક્ત થાય—આ સાભળીને મરણ એનુ ખધુ હાસ્ય હસે છે. એ હાસ્યથી સમયનુ પડ હાલી ઊઠે છે. બધુ અસ્થિર થઈ જાય છે અરીસો હલાવતા જેમ બધુ ઊંચું નીચુ થઈ જાય, ઊંધુચત્તુ થઈ જાય તેમ મારી ચારે બાજુ બધુ હાલવા લાગે છે પરિચિત વસ્તુની દૃઢતાને હુ બાઝવા જાઉં છુ ને બીજી જ પળે સરી પડુ છુ ઘડીભર મારી આખ સામેથી બધુ ભૂસાઈ જાય છે. કેવળ મારી શિરાઓમા જાણે ચાબૂકથી ફટકારીને દોડાવ્યુ હોય તેમ લોહી દોડે છે ચારે બાજુ લાલ લાલ મોજાઓ ઊછળે છે. હુ એ સમુદ્રના આભાસને શોધુ છુ વૃક્ષો વચ્ચે ફેલાયેલી ચાદનીને શોધુ છુ અરે, કાઈ નહીં તો મનોજે ફેલાવેલા એ ચીકણા તન્તુનો આધાર શોધુ છુ. એક ક્ષણ જાણે બધુ લુપ્ત થઈ જાય છે આ લુપ્ત થયાના ભાનનો પરપોટો જાણે હમણા ફૂટશે એવુ લાગે છે. ત્યા હળવો સરખો ઉચ્છ્વાસ ક્યાકથી મને સ્પર્શે છે. કોઈ પાસેથી ચાલી જતા હવા આઘીપાછી થાય છે અને હુ અધીરો થઈને પૂછી ઊઠુ છુ : 'કોણ મૃણાલ?'

# ૬

મરણ મીંઢું થઈને બેઠું છે. એનું મીંઢાપણું હું ખોતરી નાખવા મથું છું પણ એ નિષ્પલક દૃષ્ટિ એવી ને એવી રહે છે. આ મીંઢાપણું એના ગપની નિશાની છે. અને મારી અટકળ સાચી પડે છે. એકાએક એના ગપના ફૂત્કારથી બધું ગાજી ઊઠે છે. મહાનગરના રસ્તાઓ એના તાપથી બેવડ વળી જાય છે. બારીઓ બળતા કાગળની જેમ ઊડી જાય છે. દીવાલો ચપટ વળી જાય છે. માનવીઓ લીરાની જેમ ફેંકાય છે. વૃક્ષોના મૂળ ઊખડી જઈને હવામાં વીંઝાય છે. મને આશા બંધાય છે કે હું પણ રાખ થઈને ઊડી જઈશ. પવન મારો હાથ ઝાલશે, નદીના શીતળ જળને ખોળે બેસીશ, શીતળતામાં ઓગળી જઈશ. છૂટી જઈશ. પણ આ બધા વચ્ચે મરણની મારા પરની પકડ એટલી જ દૃઢ છે. એના દાબ નીચે ચંપાઈને મારા શ્વાસ દયામણે મોટે ચાલે છે. આ હોવાની ચેતના જ ભારે વજન બનીને મને વિખેરાઈ જતાં અટકાવે છે. આ હોવાનો આકાર કોણે આટલી માયાથી ઘડ્યો હશે? મરણ હાથ ફેરવી ફેરવીને એ માયાને ભૂંસી નાખવા ઇચ્છે છે. એ ભૂંસાતી નથી, હું ભૂંસાતો નથી, મરણ જીદ છોડતું નથી. ધીમે ધીમે મરણ શાન્ત પડે છે. રસ્તાઓ પાછા એને સ્થાને ગોઠવાઈ જાય છે, બારીઓ ફરી જાણે કશું બન્યું જ ન હોય તેમ પોતપોતાના સ્થાન સંભાળી લે છે. દીવાલો ઉકેલાઈને ઊભી થઈ જાય છે. પણ એ રસ્તાઓ પર કોઈ ફરકતું નથી. એ બારીમાંથી કોઈ ઝૂકીને જોતું નથી. એ દીવાલ વચ્ચેનાં બારણાં ખૂલતાં નથી. બધું જાણે કોઈ મન્ત્રોચ્ચારની રાહ જુએ છે. બધું સજીવન થઈ ઊઠવાની અણી પર છે. હું નિઃસ્તબ્ધ બનીને જોયા કરું છું. ત્યાં કમાડ પાસેની જ બારીમાંથી કોઈ ઝૂકીને જુએ છે. હું પૂછી ઊઠું છું:

'કોણ, મૃણાલ?'

૭

ગોપીનુ હાસ્ય રણકી ઊઠે છે. ગીચ ઝાડી વચ્ચે એકાએક કોઈ ઝરણુ, ખળખળ વહી જતુ દેખાય તેવુ મને લાગે છે હુ દૂરના સમુદ્રના આભાસને જોઉં છુ, પણ મરણનુ ધ્યાન ન જાય તેવી રીતે આ હાસ્યને પણ જોઉં છુ. ‘બહુ હસવાથી આંખમા આવેલા આસુ, ગાલના ઉપસેલા ટેકરાઓ, ખૂલી ગયેલુ મુખ, ફરી ફરી ગણ્યા કરવી ગમે એવી દન્તપક્તિઓ—આ બધુ હુ નજર સામે પ્રત્યક્ષ કરવા મથતો હોઉં છુ ત્યા જ એ હાસ્ય લુપ્ત થઈ જાય છે, પણ એના પડઘા રહી જાય છે કોઈ જૂના રાજના મહેલના ખડિયેરની ઊભેલી દીવાલો મધરાતે કોઈ અકાળે અવસાન પામેલી રાજકુવરીના હાસ્યથી રહી રહીને ગાજી ઊઠે. દીવાલે દીવાલે એના પડઘા લબાય, તેમ આ હાસ્યના પડઘા મારામાં ગાજી ઊઠે છે હુ ગભરાઈ જાઉં છુ જો એથી મરણની તન્દ્રા તૂટશે તો? એ પડઘાઓને હુ શિશુની જેમ ઢબૂરી દેવા મથુ છુ મારી આંગળીને ટેરવે જેટલી માયા મમતા રહી હોય તેટલી બધી જ ટપકવા દઉં છુ આછી ધીમી થપકીઓથી હુ એ પડઘાઓને શાન્ત કરવા મથુ છુ મારી એ થપકીઓના આછા અવાજ નીચે એ પડઘાઓ શાન્ત થતા જાય છે ક્યાક કોઈક આસુને તળિયે બેસી જાય છે ફરી પાછુ બધુ સ્તબ્ધ થઈ જાય છે. ક્યાક બે ઘુવડનો ઝઘડો ચાલે છે, ક્યાક કોઈ વૃક્ષની શાખા વચ્ચે ભેરવાઈ ગયેલા પોતાના અંગોને પવન સકોરીને કાઢી લેતો સભળાય છે. ક્યાક ખરી ગયેલુ પાદડુ કશાક દુસ્વપ્નથી આહ નાખતુ સભળાય છે, ક્યાક પિંજરામાનો પોપટ સહેજ આખ ખોલે છે તે સભળાય છે વૃક્ષો નીચે ખસતી ચાદનીના પગલા સભળાય છે ઘડીભર ભાસ થાય છે કે જાણે કોઈ નજીક આવી રહ્યું છે, એના પગલાના અવાજથી મરણની તન્દ્રા તૂટે નહી એથી હુ હોઠ હલાવીને કહુ છુ ‘ધીમે, ધીમે, ધીમે’ મારા કાનમા કોઈ કહે છે ‘ધીમે, ધીમે, ધીમે’ હુ પૂછી ઊઠુ છુ ‘કોણ મૃણાલ?’

૮

મરણ કશુક ગણગણે છે. એ ગણગણાટનો થર બાઝતો જાય છે. વૃક્ષ પરના કોઈ ફળની અંદરના કીડા જોડે મરણનો સંવાદ ચાલે છે. આ ગણગણાટ ધીમે ધીમે ભારે થતો જાય છે. એ ભારને કારણે હુ ભાન ખોઈ બેસીશ એવુ મને લાગે છે. એવી પરિસ્થિતિથી હુ બહુ સાવચેત રહુ છુ. જો એવુ બને તો જે ઝેરી ડંખ મરણ સંતાડીને બેઠુ છે તે બહાર કાઢે પછી એ ડંખથી મારી ચેતના લીલી લીલી થઈ જાય. પછી હુ મારી સંજ્ઞા ખોઈ બેસુ. મરણથીય એ તો અદકું મરણ. એથી જ તો વેદનાથી મારી સંજ્ઞા જાળવી રાખવા મથુ છુ. કોઈ રેતીમા ધીમેધીમે દટાતો જાય, પછી નીકળવાનો પ્રયત્ન કરે, કશુ વળે નહી અને આખરે બધે રેતી ફરી વળે તેવુ હુ અનુભવુ છુ. ઉપર નીચે બધે આ ગણગણાટ છે. કદાચ મરણ મને કશુક કાનમા કહી રહ્યુ છે. મારા શબ્દો ઇયળે કોતરી ખાધેલાં પાદડા જેવા થઈ ગયા છે. આ ગણગણાટથી મારુ લોહી ઘટ્ટ બનીને શીશા જેવુ થતુ જાય છે. આખ પર એનો ભાર વરતાય છે. હુ પાપણ બંધ કરતો નથી. કોઈ મારે ખભે સહેજ હાથ મૂકે તો એટલા સરખા આધારથી હુ આ ગણગણાટના થરને ખંખેરી નાખુ. મારો હાથ આવી કશી ઇચ્છાથી ગભરાતો ગભરાતો બહાર નીકળે છે. આગળીઓ અનિશ્ચિતતાની મુદ્રામા સહેજવાર સ્થિર થઈ જાય છે. પછી હાલવા લાગે છે. એ હાથ કોઈ કચડાઈ ગયેલા જન્તુની જેમ સળવળે છે. હુ એને પાછો ખેંચી લઈ શકતો નથી. એ અદ્ધર જ રહી જાય છે.

ઘડીભર એ ડૂબીને બહાર કાંઠા પર ફેંકાઈ ગયેલા શબના હાથ જેવો લાગે છે. આમને આમ જો એ અદ્ધર રહેશે તો એ ભાગેને ભાગે થતો જશે એવો ભય મને લાગે છે. પણ આંગળીઓ છૂટી પડી ગઈ છે. જો કોઈ એ હાથને ઝાલે તો ય આ આંગળીઓ એ બીજા હાથની આંગળીઓમાં પરોવાઈ જઈ શકે કે નહીં તે હું જાણતો નથી. એ હાથમાં અડગતા નથી, માટે જ એ ડગી જાય, સ્વાભાવિક બને એમ હું ઈચ્છું છું; વર્ષોથી હું હાથ સંતાડીને ઠૂંઠા માણસની જેમ ચાલતો રહ્યો છું. આથી જ તો મારા હાથનું આ ઇંગિત જોઈને ભય લાગે છે. આંગળીઓ હવે સળવળતી નથી હું મૂઠી વાળવાનો પ્રયત્ન કરું છું. હાથને હાથમાં સંતાડી દેવાથી આ સ્થિતિમાંથી ઊગરી જવાશે એવું મને લાગે છે. આ મથામણમાં જ હતો ત્યાં પાસેનું બારણું ખૂલે છે. મારાથી થોડેક છેટે પ્રકાશનો પટ્ટો પથરાઈ જાય છે. મૂઠી વળતાં એ હાથને અધવચ્ચેથી ગણીને કોઈ પકડી લે છે. હું પૂછું છું:
‘કોણ, મૃણાલ?’

નીચેથી કાર સ્ટાર્ટ થવાનો અવાજ થાય છે. છેલ્લું રહી ગયેલું કોઈ ધડધડ દાદર ઊતરીને દોડે છે. એના દોડી ગયા પછી ક્યાં સુધી એના પડઘા ગાજે છે. હાંડીઝુમ્મર બુઝાઈ જાય છે. મને લાગે છે કે હવે ક્યાંય કોઈ નથી. બધે શાન્તિનો શ્વાસ સંભળાય છે. ઝરૂખામાં પડતી બારીઓના કાચ ચાંદનીથી ચમકી ઊઠે છે. એનો ચમકી ઊઠવાનો ઉદ્‌ગાર પડઘા પાડતો વેરાઈ જાય છે. દૂર સમુદ્રના જળ નીચે સૂતેલો સૂર્ય પડખું બદલે છે. એનો અવાજ પણ અહીં સંભળાય છે. સૂના ઝરૂખાઓમાં પવન રહીરહીને લટાર મારી જાય છે. ક્યાંકથી કિચુડ કિચુડ અવાજ સંભળાય છે. જોઉં છું તો ઝરૂખામાંનો હિંચકો હાલે છે. ઘડીભર તો માની લઉં છું કે એ પવનનું જ અડપલું હશે પણ નજર સ્થિર કરીને જોઉં છું તો એક ધોળા આકારની આછી રેખાઓ વરતાય છે. ત્યાં ઝરૂખાને સામે છેડેથી બીજો આકાર ચાલ્યો આવતો દેખાય છે. હિંચકો ઘડીભર થંભે છે પછી વધારે વેગથી હિંચકો ઝૂલવા લાગે છે. એ ઝૂલવાના લયથી કે શાથી મારામાં રહેલું મરણ અસ્વસ્થ થઈ ઊઠે છે. એ ચરચર ગૂંજે છે. એના ગૂંજવાથી હું હચમચી ઊઠું છું. પણ મારા હાલવાના અણસારથી રખેને પેલા આકારો મારી ઉપસ્થિતિ વરતી જાય એ બીકે હું થાંભલાની ઓથે સ્થિર ઊભો રહું છું. ત્યાં શાન્તિને ભેદતું હાસ્ય રણકી ઊઠે છે. સૂના ઘરના બધા ખૂણામાંથી એના પડઘા પડે છે. જાણે એ હાસ્યનો સંકેત મળતાં આ ઘરના કેટલાય અદૃશ્ય આકારો બહાર આવ્યા છે. હિંચકો ચગે છે. હાસ્ય તીવ્ર બનીને લગભગ ચીસ બની જાય છે. હું બંને કાનમાં આંગળી ખોસી દઉં છું. આંખ બંધ કરી દઉં છું. મારા શ્વાસમાં મરણ કશાક ભયથી હાંફતું સંભળાય છે. ધીમે ધીમે હસવાનો અવાજ આછો ને આછો થતો જાય છે. થોડીવાર રહીને હું હિંમત કરીને આંખો ખોલું છું. હિંચકો હવે લગભગ થંભી જવાની અણી પર છે. નીચે નજર કરું છું તો ચાંદનીમાં એ આછા આકારોની રેખા વરતાય છે. એ દૂરને દૂર જતા જાય છે. આખરે ચાંદનીના પ્રસારમાં નહીં ઓળખાય એવા બે બિન્દુ જ દેખાય છે. પછી દૂરના સમુદ્રના આભાસમાં એ ખોવાઈ જાય છે. હું મારા કાનમાં ખોસેલી આંગળીઓ કાઢી લઉં છું. ધીમે, છાનાછપના અવાજે કોઈ સાવ નજીકથી મને કંઈક કહી રહ્યું હોય એવો ભાસ થાય છે. હું પૂછું છું: 'કોણ, મૃણાલ?'

એકાએક આખો ઝરૂખો ચાદનીમા ખુલ્લો પડી જાય છે. જોઉં છું તો બીજે છેડે મારી પીઠ કરીને ખુરશીમા બેઠો બેઠો કોઈ સિગારેટ પીએ છે. પાસેની ટિપાય પર મૂકેલો ગ્લાસ ચાદનીમા ચળકે છે હું પાસે જઈને પૂછું છું "કોણ, સુધીર ?" એ ચમકીને મારી સામે જુએ છે કહે છે : "ના, અશોક." પછી કહે છે. "અરે, તું બધા જોડે બીચ પર ગયો નથી ?" હું કહું છું "ના" થોડી વાર એ સિગારેટના છેડાને દાતથી કરડતો બેઠો રહે છે પછી કહે છે.

"બેસ, ફાઇન ચેરમેલ્ફ ઈન ડ્રીન્ક."

"ના."

"દોસ્ત, કંઈક કીમિયો બતાવ તારી પાસે જો કશો કીમિયો હોય તો હું ઊગરી જાઉં."

હું જવાબમા કશું બોલતો નથી. હું જોઉં છું એની આખો સૂજેલી છે. એ હમેશા કશુંક લખવાની વાતો કરે છે. વાતોમા ચગે છે. ખૂબ ચમકારા દેખાડે છે પણ આખરે એનાથી કશું બની શકતું નથી પછી બધું ઠરીઠામ થાય છે. એ લખવા કરવાની વાત ભૂલી જાય છે વળી કોઈ નારી એને ભેટી જાય છે કોઈ રીટા, ડોલી, મોનિકા—વળી ક્યાંકથી પેલી ઉત્કંઠા સળવળે છે વળી એની વાતો ચગે છે વળી પાછો કશું ન કરવાનો નશો એને ઘેરી વળે છે એ બેહોશ થઈ જાય છે.

એ ફરીથી પૂછે છે. 'દોસ્ત, કોઈક કીમિયો બતાવ"

એ મારી આખોમા તાકી રહે છે. [illegible] મને થાય છે કે હું અશોકને કશુંક કહું. પણ પહેલો શબ્દ જડતો નથી 'આના મોઢા પર કશાક બોલવાની ઉત્સુકતાનો ભાવ છે એવી એ અધીર બનીને મને જોયા કરે છે સામ

એને ઘણુ કહેવુ છે. વર્ષોથી કહેવાની ઈચ્છા છે. હુ માત્ર એનો હાથ મારા હાથમા લઉ છુ. મારા હાથના સ્પર્શથી એ એકાએક ચોકે છે. એનો હાથ પાછો ખેચી લે છે. પણ એની દૃષ્ટિ એ મારા તરફથી ખસેડી લઈ શકતો નથી એ એક નિસાસો નાખે છે પછી નજર નીચી કરે છે. સિગારેટ સળગાવે છે. મને હાથ પકડીને બેસાડે છે. હુ સમજી જાઉ છુ એ કશુક કહેવા ઈચ્છે છે. હુ ન હોત તો કદાચ એ આ ઘરના સૂનાપણાને પણ એ વાત કહેત આથી હુ બેસુ છુ. સિગારેટની રાખ ખખેરીને એ સમુદ્ર તરફ દૃષ્ટિ કરીને થોડીવાર સ્થિર બેસી રહે છે પછી વળી મારી તરફ ફરે છે. દાતથી હોઠ કરડીને કહે છે 'ડેમ ધીઝ સીલી ગર્લ્સ !' થોડી વાર સુધી એ કશુ બોલતો નથી, પછી હુ જાણી જાઉ છુ કે હવે એના શબ્દો ઝાઝા રોકાય એમ નથી સિગારેટને એશટ્રેમા કચડી નાખીને એ અસ્થિર બનીને ઊભો થઈ જાય છે. પછી બોલે છે: 'યુ કેન નોટ રાઈટ અ માસ્ટરપીસ વિધાઉટ અ મિસ્ટ્રેસ. પણ એવી કમ્પેનિયનશીપ કયા મળે છે? આ આપણો પવિત્ર ભારત દેશ. એમા સ્ત્રીઓ બધી દેવી કોઈ માણસ બનીને માણસ સાથે વાત કરતુ નથી. યુ હેવ ટુ પેમ્પર ધેર ઈગો. તમે તો બહુ સારુ ગાઈ જાણો છો ઓહો, આ તમારુ પેઈન્ટિગ છે?—પછી થોડા ગળગળા થઈને તમે તમારા બનાવટી દુખનુ બયાન કરો દેવી પીગળે, માતાની જેમ આશ્વાસન આપે, અથવા તો એની આખમા આસુ છલકાય. આપણે કહીએ ડોન્ટ સ્પોઈલ યોર બ્યુટિફુલ આઈઝ' એટલે વળી મલકાય. જરા સારો મૂડ જામે, એટલે વાત કાઢીએ ને હિંમત કરીને કહીએ: 'આઈ વોન્ટ ટુ રાઈટ એન એક્સ્ટ્રાઓર્ડિનરી સ્ટોરી' એટલે મોઢુ વકાસીને આપણા તરફ જોઈને આખો મોટી મોટી કરીને પૂછશે: 'ઓહ, ઈઝ ઈટ સો? હાઉ વન્ડરફૂલ !' એટલાથી ઉત્તેજન પામીને આપણે વાતો આગળ વધારીએ બેએક મિનિટ એ બધુ સહી લે, પછી બહુ નમ્ર અવાજે કહેશે: 'એક્સ્યુઝ મી, આઈ હેવ ટુ રિંગ અપ માઈ ફ્રેન્ડ—'પછી એ 'ફ્રેન્ડ' જોડે થતી વાતો—'હાઉ લવલી, હાઉ નાઈસ, શ્યોર શ્યોર શ્યોર, ડોન્ટ બી સીલી' પછી પાછી આવીને બેસે, બધી આગલી વાતો ભૂલી જાય અને એકદમ પૂછી બેસે 'તમે સ્ટેઈટ્સ કયારે ગયેલા?' ગુસ્સે થઈને જવાબ આપી દઈએ, 'છેલ્લો ગયેલો '૬૭ મા.' પછી આપણે બહાનુ કાઢીને ઊઠી જઈએ, 'વાત ખતમ.' આટલુ બોલીને ફરી ત્રણ ચાર વાર એ બબડે છે 'ખતમ ખતમ, ખતમ' ત્યા મને પરિચિત સુગન્ધ કયાકથી આવે છે ઝરૂખાને દૂરને છેડે કોઈકનો અણસાર વરતાય છે. હુ પૂછુ છુ 'કોણ, મૃણાલ?'

મગજ સહેજ જ પીને બેઠું હોય એમ લાગે છે. એ ન ઢળી જાય એવી રીતે હું એને જોયા કરું છું. એ ફચાવી પોપચું મેળવે છે ને ઊંઘવાનો પ્રયત્ન કરે છે. કદાચ એવો કોઈ કીમિયો હશે જેના વડે એને એક ઉચ્છ્વાસ સાથે ફૂંકી ધૂમ્ર કરી દઈ શકાય. ઘણા અખતરા મેં કરી જોયા છે. દિવસગત અગ્નિ આશ્યો

છું કેવળ મારા ચાલતા બે ચરણો પરતુ જ મારું અસ્તિત્વ ટકાવી રાખીને, બાકીના બીજા અગોનો લોપ કરીને, ચાલ્યો છુ પગલે પગલે મરણ રજરજ થઈને ખરતુ જાય એવી આશાએ ચાલ્યો છુ. પણ કોઈક વાર ચાલતાં ચાલતા પાછુ વાળીને જોયુ હશે. પાછળ રહી ગયેલા વળાક આગળ કોઈક ઊભુ છે એવી ભ્રાન્તિથી ચરણ થંભાવી દીધા હશે લુપ્ત ડગેલી આખોને ફરીથી ઊઘડવા દીધી હશે. ચાલતા ચાલતા ક્ષણોને ઠોકરે મારવાને બદલે કદાચ કશાક લોભથી સહેજ થભી જઈને એકાદ ક્ષણને સઘરી રાખવાના લોભથી નીચો વળ્યો હોઈશ. કદાચ અજાણતા જ બહાર નીકળતા એકાદ શ્વાસને સહેજવાર ગેકી રાખ્યો હશે કદાચ ચાલતા ચાલતા જ સાથે કોઈ ચાલી રહ્યુ છે એવા અણસારની ભ્રાન્તિથી એ બીજા બે ચરણ જોડે મારા ચરણ મેળવવાનો પ્રયત્ન કર્યો હશે પવનની લહરી કશોક સદેશો લાવી છે એવી ભ્રાન્તિથી કાન સરવા કરીને કદાચ હુ ઊભો રહી ગયો હોઈશ કોઈ વૃક્ષની ઝૂલતી શાખામા અજાણ્યો તર્જનીસકેત વરતી લેવાની નાદાની કરી હશે ચાલતા ચાલતા દૂર દેખાતા કોઈ નદીનાં જળના આભાસથી અણજાણપણે હૃદયમા કશી આશાનો સચાર થવા દીધો હશે. ક્ષિતિજના છેડા સુધી દોડી જવાની કશીક આસક્તિએ કદાચ મને ભુલાવામા નાખ્યો હશે એકાએક પાપણ પર ઝમેલા આંસુએ દૃષ્ટિ સામે મૃગજળની માયા સરજી દીધી હશે (કદાચ મારા પડછાયા પર મે વધુ પડતો વિશ્વાસ રાખ્યો હશે) દૃષ્ટિ ઊચી કરીને કોઈ ચમકતા તારાને જોઈ દિશાને નિશ્ચિત કરવાનો લોભ રાખ્યો હશે આગળ દોડી જતા વટોળનો સાથ મેળવવાના લોભથી હુ ચકરાવે ચઢી ગયો હોઈશ. ચાલતા ચાલતા [અજાણતા જ કોઈ અજાણ્યા ઘરના દ્વારમાં પ્રવેશી ગયો હોઈશ,] આવી બધી ભૂલોએ મરણને પોષ્યું હશે. એના પુષ્ટ થતા દેહને ઓગાળી નાખવા મારી પાસે પૂરતી ગરમી નહી હોય, એને વહાવી દેવા જેટલા આસુ નહી હોય, તેથી જ તો મરણ ફાલતુ ગયું હશે. હવે તો આ ભારને હડસેલવા સહેજ ચાલવુ પણ કેવુ મુશ્કેલ થઈ પડયુ છે! ક્યાંક કોઈ ફડાક દઈને બારી ખોલી નાખે છે બારીમાથી ઝૂકીને મારા તરફ જોતુ દેખાય છે. હુ પૂછુ છુ 'કોણ, મૃણાલ?'

શાન્તિ છે પથ્થરથી દબાયેલી જમીન નીચેથી ફૂટવા મથતા અંકુરનો અવાજ સુધ્ધા સભળાય એવી શાન્તિ છે એવી જ શાન્તિમા કોઈ ખીલતા ગુલાબની જેમ એક નવો ઘા વિકસી રહ્યો છે, ઊઘડી ગયો છે એની ગતી પાખડીઓને હુ જોઈ રહુ છુ. એની સહેજ ઉપસી આવેલી પુષ્ટતાને નસ્તર મૂકીને દૂર કરવા જેટલી મારી પ્રત્યેની મમતા હુ એકઠી કરી શકતો નથી વેદનાના ધબકારા થાય છે એની જ જાણે એક ધારા બને છે. એ ધારાનો અવાજ આ શાન્તિમા સાભળું છું. પણ એ ધારા ધીમી છે જો એનો વેગ પ્રચણ્ડ બને તો કદાચ ભાંગી જઈને થોડા ભારથી હળવા થવાનુ બને મરણ આ તરગને હસી કાઢે છે. હુ મોઢુ ફેરવી લઉં છું પવન કદાચ કબૂતરોની પાખ વચ્ચે પોઢી ગયો છે ઝરૂખામાનો હિંચકો સ્થિર છે આખા ઘરમા કોઈ પ્રેત સરખુ હાલતુ ચાલતુ નથી. શૂન્યનો વિસ્તરવાનો અવાજ સુધ્ધા કાને પડતો નથી. મને સહેજ હિંચકો ઝુલાવવાનુ મન થાય છે. પણ મારો પડછાયો થાભલા સાથે ચોટી રહ્યો છે. એને ઉતરડી શકાતો નથી. ચન્દ્ર ઘરના છાપરાની બીજી બાજુએ ચાલી ગયો છે. ઘાનુ ગુલાબ પૂરુ ખીલી ઊઠ્યુ છે. હુ એની પૂર્ણતાના અત્યાચારને સહી શકતો નથી. પણ સહેજસરખા કણસવાના અવાજથી આ શાન્તિનો ભગ કરવાની મારી હિંમત નથી આ મૂર્છિત થયેલી શાન્તિને કોણ ઢઢોળીને જગાડશે એવુ હુ વિચારતો હોઉં છું ત્યા સહેજસરખો અવાજ સભળાય છે. કદાચ પ્રથમ ઝાકળબિન્દુના પડવાનો અવાજ, કદાચ અણજાણપણે ટપકી જતા એકાદ આસુનો અવાજ, કદાચ થાકેલા ચન્દ્રનો નિશ્વાસ, કદાચ ઘરની વળીમા સૂતેલા અન્ધકારનો પડખા ફેરવવાનો અવાજ, કદાચ દરમા જતી કીડીઓનો અવાજ—ત્યા ઘાના ગુલાબની પાખડી પર એક આસુ ટપકે છે. હુ પૂછુ છુ

'કોણ, મૃણાલ ?'

'હું દાઝું છું બાળપણમાં પીળા ચટાપટાવાળા વાઘને જોતો ત્યારે એમ થતું કે ચટાપટા દાઝયાના ડામ છે તેથી બળ્યોઝળ્યો વાઘ દોડે છે. ઘણી વાર વનમાં લાગેલો દવ જોયો છે આખી ડુંગરમાળમાં અગ્નિને દોડતો જોયો છે એવી જ દોડતી અગ્નિશિખારૂપે વાઘને જોયો છે. આજે હું પણ જાણે એવા અગ્નિશિખાના ચટાપટાવાળા વાઘની જેમ ફાળ ભરીને દોડવા ઈચ્છું છું. મારા પગ છલાંગ ભરવાને તત્પર બને છે મારી આંખ તો પહેલેથી જ છલાંગ ભરીને કૂદી જાય છે. પણ ખંધું મરણ પેંતરો ભરીને બેઠું છે. એની ચાલ મને સમજાતી નથી મારી રૂંધાયેલી ગતિ મને ભરડો લઈને બેઠી છે કોઈ ઊંચા પર્વતના શિખર જેવો હું સ્થિર છું પવન મારી સ્થિરતા સાથે ઉઝરડાય છે આંખનો પલકારો સરખો થતો નથી નીચે વૃક્ષો વચ્ચે કોઈક ફરતું હોય એવું લાગે છે સૂકાં પાંદડાંનો પગ નીચે કચડાવાનો અવાજ સંભળાય છે. એકાદ રાની બિલાડો કે સસલું આ અવાજથી ભડકીને નાસી જાય છે. પણ મને પેલો અગ્નિ એની લપેટમાં લેતો જાય છે. આ અગ્નિ દઝાડે છે, બાળીને રાખ કરતો નથી હું શીતળતા ઝંખતો નથી. પૂરો બળી જવા ઈચ્છું છું પણ એ તો બનતું નથી. હું આ અગ્નિને દૂર દૂર ફંગોળી દેવા ઈચ્છું છું. પણ હું પોતે જ જાણે એમાં મુશ્કેટાટ બંધાઈ ગયો છું ઘડીભર બધું અગ્નિમય થઈ જતું લાગે છે. એ સોનેરી અગ્નિ વચ્ચે મરણની લાલ અંગારા જેવી આંખો તગતગે છે, મારું લોહી તપાવેલા લોખંડ જેવું ધોળું થઈ ગયું છે. ઘડીભર તો એમ લાગે છે કે સમય આ ઉષ્ણતાથી બાષ્પ બનીને ઊડી જશે. પણ સમયની એક એક ક્ષણને કોઈ મારામાં હથોડાથી ટીપે છે આ ટીપાવાનો અવાજ સાંભળું છું. એ અવાજ સાથે ટચુક છેદવાનો અવાજ ભળી જાય છે જાણે કોઈ મારા આ બન્ધન છેદી ગયું છે. છેલ્લો પાશ છેદાઈ જતાં હું ઉપકાર માનવા પાછો વળીને પૂછું છું 'કોણ, મૃણાલ ?'

દૂર સમુદ્ર તરફ થોડી શી પારદર્શક સ્વચ્છતાનો ખણ્ડ દેખાય છે. કદાચ ત્યા જીવન નથી, મરણ નથી. કશાના આભાસ સરખાંથી પણ અકલુષિત એવી એ સ્વચ્છતા છે. ઈશ્વરની આખ પહેલી વાર ખૂલી હશે ત્યારે કદાચ એમા આવી સ્વચ્છતા દેખાઈ હશે.

એ સ્વચ્છતા સુધી હુ મારા મરણને લઈ જવા માગું છુ. એમા જો અમે બ ને નિ:શેષ ભળી જઈએ તો કેવો સરસ મોક્ષ અમને મળે ! આથી હુ એ દૂર દેખાતી સ્વચ્છતામા તદાકાર થવા ઈચ્છુ છું. એની સાથે તદાકાર થવુ એટલે મારા આકારની રેખાઓને ભૂસી નાખવી. હુ ભૂસુ છું અને મરણ હઠીલા બાળકની જેમ ભૂસેલી રેખા ફરી દોરે છે. આમ છતા પેલા સ્વચ્છતાના ખણ્ડને હુ દૃષ્ટિ સામેથી સરી જવા દેતો નથી કોઈ એવું વરદાન આપે ને જો હુ ઊડીને ત્યા જઈ પડુ તો !

એ સ્વચ્છતાનુ જ હું ધ્યાન ધરુ છુ સૂર્યચન્દ્રનાં કલંક ત્યા ઓગળી ગયા છે. ભોઠા પડેલા મરણને આપઘાત કરવાનુ એ સ્થાન છે સમુદ્રે એનો બધો અજ પો ત્યા શમાવી દીધો છે. એને તળિયે મેરુ અને હિમાલય એમનુ અભિમાન ડુબાડી આવ્યા છે તારાઓની નિષ્પલક દૃષ્ટિ એમા જઈને ઠરી છે. પવન એની ચ ચળતામાથી ત્યા જઈને છૂટ્યો છે.

પણ ખ ધું મરણ મો ફેરવીને બેઠુ છે હુ જોઉં છું, એના પંજા થરથર ધ્રૂજે છે. એની ભૂરી શિરાઓ ક પે છે એની તગતગતી અ ગારા જેવી આખ પર પણ જાણે ધોળી ફિકાશની રાખ વળી છે આથી જ પેલી નિરાકાર સ્વચ્છતાને હુ નિર્નિમેષ જોયા કરુ છુ.

પણ તરત જ એ સ્વચ્છતા નિસ્પન્દિત થઈ ઊઠે છે. એનો વિસ્તાર સ કોચાય છે એ મારી સામે જાણે એની દૃષ્ટિ માડે છે. એ દૃષ્ટિના ઈંગિતને હુ સમજવા મથુ છુ. એ આખનો આકાર ધારણ કરે છે પણ એની સ્વચ્છતા કલુષિત થતી નથી. બહુ પાસે આવી ગયા પછી મને એકાએક ભાન થાય છે ને હુ પૂછુ છુ. 'કોણ, મૃણાલ ?'

મારા પગના તળિયા નીચે એક પર્વત ઊગે છે એની હઠીલી ઊંચાઈ મને તરણાની જેમ ઊંચકી લે છે. ચારેબાજુ વિસ્તરતી જતી વિશાળતા મારા ટકી રહેવા પૂરતા પરિમાણને ભૂંસતી જાય છે મારામાં રહેલું મરણ સંકોચાઈને એક બિન્દુ જેવું થઈ જાય છે. એ સતત ખૂંચ્યા કરીને એના હોવાની જાણ મને કર્યા કરે છે આ જાણને આધારે જ હું પણ ટકી રહ્યો છું મારા અસ્થિના મર્મમાંથી એક ચિત્કાર નીકળે છે એના પડઘા સામે મરણ દાંતિયા કરે છે ઊંચે ને ઊંચે જતા કાનમાં હવાનો હાહાકાર ગાજ્યા કરે છે હવાના જ તાતણાથી ગૂંથાયેલી જાળમાં ઝિલાઈને જાણે હું બચી જઈ શક્યો છું પરિચિત સંજ્ઞાઓના ટપકાં નીચે ઝાંખાં અને ઝાંખાં થતાં જાય છે આ ઊંચાઈએ કદાચ મારા દુ:ખને પાંખ ઊગશે એવી મને આશા બંધાય છે. પણ દુ:ખની ઘનતા તો ઊંચાઈ સાથે વધતી જાય છે પર્વતે મને ઊંચક્યો છે, પણ મેં જાણે મારામાં આ દુ:ખની ઘનતાનો પર્વત તોળી રાખ્યો છે ઊંચેથી ક્યાંકથી વજ્રપાત થશે એવી આશાથી હું ઊંચે જોઉં છું. ઉપર ખગોળગણિતના કોષ્ટકો સિવાય કશું દેખાતું નથી જાણે એક સામટા અનેક શૂન્યોનું ટોળું ઉપર તોળાઈ રહે છે પવન હજી નીચે નદીઓના પાલવમાં સંગોપાઈને બેઠો છે એ ભીનાશથી એ ભારે થઈ ગયો છે આથી જ અહીં, આટલે ઊંચે આટલી બધી નીરવતા છે એ નીરવતાથી ગભરાઈને મરણ એના હાથ વિનાના ખભા કુસ્તીના દંગલમાં કોઈ મલ્લ હલાવે તેમ હલાવે છે એનો આ ઠાલો રોફ જોઈને મને હસવું આવે છે

ત્યાં નીચેથી પવન આવી ચઢે છે એના સ્પર્શ સાથે જ આકાશની નીલ જવનિકા ખસું ખસું થઈ જાય છે. હવે પવન વધુ નજીક આવતો જાય છે. હવે એ કાન પાસેના વિસ્રમ્ભાલાપની જેટલો નિકટ આવી ગયો છે એના સ્પર્શમાં નદીના જળને ઓળખું છું, મધરાતવેળાના શહેરના સૂના ચોકની નિર્જનતાને ઓળખું છું, સમુદ્રના અવિરામ રટણને સાંભળું છું શિખરની અણી પર હું દુ:ખના પહાડને તોળીને તોળાઈ રહ્યો છું. અપાણિપાદ નિર્મુખ અચક્ષુ પવનનો આધાર લો? ના હાથ લંબાવતાં જ કશો પરિચિત સ્પર્શ થયાનો ભાસ થાય છે અને હું પૂછી ઊઠું છું 'કોણ, મરણ?'

હવે સમુદ્ર આંસુથી તરબોળ રૂમાલના જેવો પડ્યો છે. આદિકાળના કોઈ

વિરાટ સરિસૃપની જેમ પેટે ચાલતુ ધુમ્મસ ધીમે ધીમે આગળ વધે છે. એનાથી નહીં ઢંકાયેલો એવો થોડો ભાગ રાત્રિના અંગ પર દિવસના ડાઘ જેવો લાગે છે. રમતા બાળકના હાથમાંથી લસરી પડીને લખોટી ક્યાંક જઈને અદૃશ્ય થઈ જાય તેમ ચન્દ્ર ક્યાંક દડી ગયો છે. વૃક્ષોના પડછાયા સંકેલાઈને વૃક્ષોની જ બખોલમા સતાઈ ગયા છે. વૃક્ષોનો નીચેનો ભાગ જ માત્ર દેખાય છે. ધુમ્મસના ચાલવાના અવાજ સિવાય ક્યાય કશુ સભળાતુ નથી. તેથી જ મરણ જાણે હાંફતુ બેઠુ હોય એવી એના શ્વાસોચ્છ્વાસની અતિશયોક્તિ થઈ જાય છે. ધુમ્મસની જીભ લંબાઈને બધુ ગ્રસતી જાય છે. આ ધુમ્મસમા આદિકાળના જળ પરના સૂર્યના અત્યાચારની સ્મૃતિ છે. એ જળનો જ સૂર્ય સામેનો વિદ્રોહ છે.

એકાએક ધુમ્મસ ઝરૂખામા આવીને અટકી જતુ લાગે છે બારીઓ આંધળી થઈ ગઈ છે હિંચકો ધુમ્મસથી ખવાઈ ગયો છે. ઘરની બધિયાર હવાને ધુમ્મસ એના બોદા ટકોરાથી જગાડે છે. ક્યાંકથી એ હવાનો હડસેલો મને વાગે છે આ ધુમ્મસમા હુ પણ જાણે અપાણિપાદ બની જાઉ છુ. મને આશા બંધાય છે. આ ધુમ્મસ જ કદાચ મારામા વસતા મરણને ગૂગળાવશે હુ મરણની પ્રવૃત્તિ જોયા કરુ છુ. એ એના ખભા હલાવે છે. ઘડીક એના પીળા દાત દેખાડે છે એની આખો હવે તગતગતી નથી પશુના જેવો એનો ઘૂરકાટ પણ આછો થઈ ગયો છે. એ પોતાના વજનને વીંટળાઈ વળ્યુ છે એનો આ પરિશ્રમ મારા પર જુલમ ગુજારે છે.

આછી ભીનાશની ઝીણી ચાદરમા હુ લપેટાઈ જાઉ છુ બાળપણમાં તાવ આવતો ત્યારે તાવના ભારથી નહીં બીડાતી આખ પર માની આગળીના ટેરવા જે નિદ્રાને ટપકાવતા તેના જેવો આ સ્પર્શ લાગે છે. અનિદ્રાનો તીક્ષ્ણ તેજાબ ધુમાડો થઈને ઊડી જાય છે ચારે બાજુથી ઘેરાઈ જવાનો આ અનુભવ વળી જંપી ગયેલી કોઈ વાસનાને જગાડે છે ધુમ્મસ એની શતલક્ષ જિહ્વાથી ચાટીચાટીને એ વાસનાને માજે છે. એ ઇચ્છા માથું ઊંચકે છે ને પૂછે છે. 'ક્યા છે મૃત્યુ ?'

ઝરૂખાને બીજે છેડે ઊભી છે નમિતા  એની રેશમી સાડી ચાંદનીમા ચળકે છે. એ કદાચ કોઈકની રાહ જોઈ રહી હશે. એ ધીમે ધીમે પાસે આવે છે એકાએક મને જોઈને હસીને કહે છે . 'ઓહ, તુ !' કદાચ એ મને જોઈને નિરાશ થઈ હશે એની કાયા પરના રેશમની ભૂરકી નાખનારી બડાશ—એના તન્તુઓ લ બાઈને સ્વપ્નના છેડાઓ વિસ્તારે છે રેશમ એની કાયાને સુવાળપથી પંપાળી રહ્યુ છે. એની સળેસળમા રોમાચનો ચમકારો છે એ નમિતાની કાયાના ઘાટની નિર્લજ્જ બનીને ચાડી ખાય છે એના આ કાવતરામા પવન ભળી જાય છે. રેશમની ચ ચળતા રહી રહીને વીજળીની જેમ દોડી જાય છે. મારામા બેઠેલા ખ ધા મગરના મોઢામાથી લાળ ઝરે છે.

નમિતા પૂછે છે બધા ક્યા ગયા ?

મારી દૃષ્ટિ સમુદ્ર તરફ વળે છે. એ પણ સમુદ્ર તરફ જુએ છે. ત્યા એકાએક પવન આવીને એના વક્ષસ્થળને ઉઘાડુ કરી નાખે છે મન્ત્રના બળે શાન્ત બેસાડી રાખેલા સ્તન ચ ચળ થઈ ઊઠે છે. એથી નમિતા મૂઝાઈ જાય છે. કઈક અન્યમનસ્ક બનીને એ સાડીનો છેડો ફરી હાથમા લેવા જાય છે. પણ ચ ચળ સુવાળી લીસ્સી માછલીના જેવુ રેશમ આગળી વચ્ચેથી સરી જાય છે ત્યા પવન બીજુ અળવીતરુ કરે છે એની લટ ફરફરતી એની આખોને પજવે છે. બીજા હાથે એ લટને સરખી કરવા જાય છે એના હાથનો એ વળાક, કોણી ઉપરના ભાગની દબાઈને ઊપસી આવતી પુષ્ટતા હુ જોઈ રહુ છુ.

નમિતા નિસાસો નાખે છે. મરણની જીભ લપકે છે નમિતાની આખોમા પાખ ફફડાવીને ઊડી જવા ઈચ્છતા પ ખીની અધીરતા છે પવન રેશમ સાથે છાની વાતો કરે છે એની એ ગુસપુસ મારે કાને પડે છે મધદરિયે જતા કોઈ વહાણના શઢમાથી કોઈક પ્રલાપ આ પવન સાભળતો આવ્યો છે નમિતાની

કાયા પર રેશમની ઝાંય જાણે મોહકતાનું આછું આસ્તરણ બની રહે છે. રેશમ વધુ વાચાળ બને છે. પણ નમિતા જાણે એ કશું સાંભળતી નથી.

દૂરથી કોઈને સંકેત કરીને બોલાવતી હોય તેમ નમિતા હાથ ઊંચો કરે છે. સહેજ ઝરૂખાના કઠેરા પર ઝૂલે છે. એના પગ સહેજ ડગી જાય છે. એનું સમતોલપણું જતું રહે છે. કઠેરાની બીજી બાજુ જઈ ન પડે એ માટે એ મારી તરફ ઝૂકે છે બીજી જ ક્ષણે એનો ભાર મારા પર આવી પડે છે. હું જાણું છું કે એ નમિતા જ છે. છતાં મારાથી પૂછી દેવાય છે : 'કોણ, મૃણાલ ?'

મરણ નહોર ભરી ભરીને મારાં પાપને ગોધે છે, ખોતરે છે પાપ ભૂરાં પડી જાય છે, ચીમળાઈ જાય છે મરણ એને પોતાના પગ નીચે ચાંપીને ઊભું રહી જાય છે. પાપને કોઈ ચહેરો નથી, આથી હું એને ઓળખી શકતો નથી, છતાં એ મારાં છે એનું ભાન મને મરણ કરાવે છે મારા પાપને કોઈક વાર એ વાત્સલ્યથી પુચકારા બોલાવીને રમાડે છે, ઉછાળે છે. પણ કોઈક વાર એ પાપ પર એને સંદેહ જાય છે. કદાચ છેલ્લી ઘડીએ એ ફરી જાય !

મહાનગરની ઝેરીલી હવા સાથે કોણ જાણે કેટલાય પાપ મેં શ્વસી લીધાં હશે ! કેટલીક વાર આ પાપ કાચબાના જેવા નાના નાના પગથી મારી શિરાઓમાં ચાલે છે. કોઈક વાર કુંડાળું વળીને હૃદયની આજુબાજુ બેસી જાય છે કોઈક વાર એના ફુત્કારથી દઝાડે છે, તો કોઈક વાર કેવળ ધુમાડાની જેમ ગૂંછળાં વળીને ફેલાયા કરે છે. કોઈ પ્રિયજનનો હાથ પકડીનેય કેટલાય પાપ શું ચોરીછૂપીથી નથી ભરાઈ ગયાં ? કેટલીક વાર એ બધાં ગંધકના ઢગલાની જેમ સહેજસરખા અગ્નિના તણખાની રાહ જુએ છે. પણ ક્યારેક બધું જ પી જાય છે. હું પાંપણ પલકારવાની હિંમત કરું છું શ્વાસ એનો સાચો લય ફરીથી પ્રાપ્ત કરે છે. મારા થંભી ગયેલા ચરણ પરિચિત માર્ગોની સ્મૃતિથી સળવળી ઊઠે છે. હજારો વરસ પહેલાં દટાઈ ગયેલા કોઈ પ્રાચીન નગરમાંનો અશ્મીભૂત માર્ગ જીવ જાણે આળસ મરડીને ઊભો થાય છે એની સાથે જાણે એ નગરના બધા પાષાણ સજીવન થશે પથ્થરની તિરાડોમાંથી માથું બહાર કાઢીને ભૂતકાળ શ્વાસ લેશે વર્ષોનાં ધણ પાછાં વળશે.

એકાએક બધો ભાર હળવો થઈ જાય છે. લોહી ગાતું ગૂંજતું વહેવા લાગે છે. આંખ આ સૃષ્ટિનું સ્તવન ગાતી જાય છે હાથ પથ્થરના થાંભલાનેય વળગીને વ્હાલ કરવા અધીરા બની જાય છે આંગળીઓ મંદિરના ઘંટની જેમ ઝંકૃત થઈ ઊઠે છે. મને આશા બંધાય છે કે હવે મારી વાણી શાપમુક્ત થશે. હું એનો સજીવન થવાનો ધબકાર સાંભળું છું. કાન માંડીને સાંભળું છું ચકિત હરણના જેવા શબ્દો કૂદી પડે છે 'ક્યાં છે મૃણાલ ?'

કોઈ વાર હું પથ્થર ભેગો પથ્થર થઈને રહેવા જઈશ. પથ્થરમાં એક પ્રકારની શાશ્વતતા છે. સૂર્યથી પીગળી નહીં જવું, ચન્દ્રથી લોભાઈને પશ્ચિમ સ્પર્શ ખોઈ ન બેસવું, ચાંદનીના જાદુઈ સ્પર્શે સપનું બનીને ઊડી ન જવું, જળની થપાટોને સ્નેહસ્પર્શ ગણી લેવો, જળના અવિરત પ્રણયનિવેદનને સાંભળ્યા કરવું, હૃદયને એવું તો સંતાડી દેવું કે બધા મને હૃદયહીન જ માને, કેવળ વજ્રપાત જ હૃદયને ભેદે, પવનની ચંચળતાને સહી લેવી, ફરી એનો હાથ ઝાલીને સ્વૈરવિહાર કરવાની ભૂલ ન કરવી, વીજળી હૃદય ભેદવા આવે તો જાણે કશું બન્યું જ નથી એમ માનીને મીંઢા થઈને બેસી રહેવું, જ્વાળામુખી અને ઉલ્કાની સ્મૃતિને માથું ઊંચકવા જ ન દેવું—

મરણ મારા આ તરંગને સાંભળે છે, ખંધું હસે છે પછી પોતે જાણે પથ્થર હોય એમ નિશ્ચલ થઈ જાય છે. મને એનો ભાર વધારે લાગવા માંડે છે એનો આ ઢોંગ વધારે ચાલતો નથી એક પથ્થર બીજા પથ્થરને નિષ્પલક જોઈ રહે તેમ એ મને જોઈ રહે છે. જળની ધારા બે પથ્થરને જોડે છે, કોઈ વાર જળ પથ્થરને ખોળે બેસાડીને લઈ જાય છે. પણ હું નદીકાંઠાનો પથ્થર નથી નદી એનો પ્રવાહ બદલીને દૂર જતી રહી છે. માણસને આગળી ચીંધી રસ્તો બતાવતો હું સીમાડાનો પથ્થર નથી માનવીના સમ્પર્કથી હું બહુ દૂર છું. પથ્થરો જોડે પણ ચણાઈ જવા જેવો મારો નિકટનો સમ્બન્ધ નથી. પાસેના પથ્થરની અને મારી વચ્ચે પોલાણ છે, જેમાં પવન એના અળવીતરા કરે છે, કોઈ વાર એ એમાંથી હૂ હૂ કરતો ભાગે છે દૂરથી કોઈને એમ લાગે કે પથ્થરો જ બોલ્યા કે શું! પણ અમે આકાશના નક્ષત્રો કરતાંય વધારે મૂંગા છીએ. બે નક્ષત્રો વચ્ચેનો શૂન્યાવકાશ ઘનીભૂત થઈને અમારી કાયામાં સમેટાયો છે સૂરજના થીજેલા ટીપાં જેવા અમે અહીં વેરાયેલા છીએ પવન અમને તીક્ષ્ણ બનાવવા મથે છે, અને અમે અમારી કઠોર તીક્ષ્ણતા બદલ ગાળ ખાઈએ છીએ પવનની આંગળી મારી કાયા પરથી આંધળો અક્ષર ઉકેલે તેમ કશુંક ઉકેલવા મથે છે, ઉકેલતો ઉકેલતો પવન લવતો જાય છે હું તો એનું કશું કાને ધરતો નથી, પણ કોઈ વાર એના એક સરખા ગુંજનનું ઘેન ચઢે છે, કોઈ વાર જળના એક સરખા ખળખળ નાદનું ઘેન ચઢે છે. એ ઘેનને વશ થઈને હું બોલી ઊઠું છું 'મૃણાલ!'

ક્યાકથી કોઈ ગાતુ હોય એવુ સભળાય છે પણ એના સૂરમા ધનુષ્યમાથી વેગથી છૂટીને હવાને ભેદી જતા બાણુની સીટી વાગે છે. કેટલાક સૂરમા વહેલી સવારે ઝરતા ઝાકળના જેવી મધુર આર્દ્રતા હોય છે. આ ગીતના સૂરમા તીક્ષ્ણ ભેદકતા છે. એ સૂરને હૃદયમા પપાળીને રમાડી શકાતો નથી કેવળ એના વેગનો સિસોટો મને ઉઝરડી જાય છે. એનો ચમચમાટ જાણે એ સૂરના પડઘા પાડ્યા કરે છે એ સૂર જાણે એકાકી છે એ આકાશમા આકાશ બનીને વિખેરાઈ જતો નથી જેને એ ભેદે છે તેમા એ તદાકાર થઈને સમાઈ જતો નથી એની પૃથક્તાની અણી એમા ખૂપી જાય છે અને પછી એ સૂર પેલા બાણુની જેમ ગૂજ્યા કરે છે.

જોઉ છુ તો આ સૂર સાભળતા મરણ ફરીથી દાત કટકટાવી રહ્યુ છે. કદાચ તાલ આપવાની એની એ રીત હશે. એના તાલની કર્કશતા હુ સાભળ્યા કરુ છુ. પેલો ગીતનો સૂર જાણે હજી કશુ લક્ષ્ય ભેદી શક્યો નથી, હજી એ એટલા જ વેગથી કેવળ આગળ વધ્યે જાય છે. એની પ્રલમ્બ થતાર શ્રુતિ વધુ ને વધુ તીક્ષ્ણ બનતી જાય છે. એ વધુ ને વધુ સૂક્ષ્મ બનતો જાય છે. એની આ સૂક્ષ્મતા મને લોભાવે છે હુ એકાએક ચચળ બની ઊઠુ છુ. બે હોઠના ગોળાકારમાથી, ધનુષાકાર બે હોઠ વચ્ચેથી, છૂટીને ધીમે ધીમે સૂક્ષ્મમાથી સૂક્ષ્મતર બનીને અદૃશ્ય થઈ જવાની લાલસા જાગે છે આ વિહ્વળતાથી હુ ઉચમચી ઊઠુ છુ.

મારી આ સ્થિતિ જોઈને મરણના કૂદા ખભા ફરી હાલવા લાગે છે. એના દાતમાથી સિસોટી વાગવાનો અવાજ સભળાય છે, હુ મારા મનને સમજાવુ છુ એ સૂર હવે પાછો વળવાનો નથી એ સૂર ત્યા પેલા સમુદ્રના અન્તરમા જઈને સમાઈ ગયો હશે એના અસખ્ય તરગોમા એના તરગવર્તુળો શમી ગયા હશે. પણ હૃદય તો આ કશુ સ્વીકારતુ નથી મારે કશી લેવાદેવા નથી એમ માનીને હુ જડવત્ ઊભો રહુ છુ

વળી બધુ સ્તબ્ધ થઈ જાય છે. એક અપેક્ષા ધીમે ધીમે આકાર લે છે એ સૂર પ્રદક્ષિણા કરીને પાછો ફરે તો એને મારા હૃદયમા આવકારુ, પછી ભલે એ ખૂપી જઈને થરથર ગૂજ્યા કરે હુ એ આન્દોલનોને સાભળ્યા કરુ કદાચ એ આન્દોલનોમા જ ફરીથી સાભળુ એ નામ : મૃણાલ

## ૨૧

સામેની દીવાલ પર એક સાથે ઘણા પડછાયા ઊપસી આવે છે. કદાચ બધાં પાછા આવ્યા છે ફરી બધાના અવાજ રણકી ઊઠે છે. ચીલ્ડ બિયરના શીશા ઠલવાય છે. એ ગ્લાસના ડહોળાયેલા રતુમડા રંગમા હાંડીઝુમ્મરનો પ્રકાશ તરે છે. અસ્થિર હાથોમા એ ગ્લાસ હાલે છે, છલકાય છે ગ્લાસ ટીપોય પરથી ઉઠાવતાં નીચે નાનુ શુ વર્તુળ છપાઈ જાય છે ધુમાડાની રેખા ઊંચે જાય છે. પછી રેખા નથી રહેતી, એનુ જાણે એક વાદળ બંધાઈ જાય છે મેઘાની આખોમા અસ્થિરતા છે એ બિયરનો ગ્લાસ હોઠે માડે છે. એમાથી થોડો બિયર પીતા પીતા હોઠની બહાર ગેલાઈને દાઢીની અણી પર થઈને બે સ્તનની વચ્ચેના ખાડામા ઊતરે છે મનોજ એની જીભથી એ બીયર ચાટી લે છે. બધા ખડખડ હસે છે મેઘાની મદ જ્યોતના જેવી આખ ટમટમ્યા કરે છે કોઈ મેઘાને પૂછે છે 'સુધીર નથી ?' મેઘા ખભા સકોરીને કહે છે · 'હુ શુ જાણુ ?' પછી ઘોઘરા અવાજે કહે છે · 'હશે કોઈ મેરી, ડોલી, રોશન કે રીટા સાથે' મનોજ પૂછે છે · 'કાલે અમે સવારે ચાર વાગ્યે અહી લઈ આવ્યા ત્યારે તુ બારણુ ખોલવા પણ ઊભી નહી થઈ ?' મેઘા વિચિત્ર ડચકારો બોલાવીને જવાબ આપે છે પછી એ ઊભી થઈને લથડતે પગલે ઝરૂખામા આવે છે. એની પાછળ પાછળ આવે છે અમિતા અમિતા એનો હાથ પકડીને આધાર આપે છે. હુ એકાએક ખૂબ ખિન્ન થઈ જાઉં છુ. મને થાય છે અદર જઈને હાંડીઝુમ્મર ફોડી નાખુ, ગ્લાસના ચૂરેચૂરા કરુ, આ બધાની સડેલી ખોપરીને તોડી નાખુ, એના પર દારૂ છાટુ ને પછી દીવાસળી ચાપીને ચાલ્યો જાઉં—

આકાશમા ચન્દ્ર દેખાય છે, ના દેખાતો નથી પણ સભળાય છે ડોઈનાં હીબકા જેવો. હુ ચાદનીમા મેઘા અને નમિતાને ઊભેલા જોઉં છુ. મેઘા આસુ સારી શકતી નથી એનાં આસુ શીશાના ગઠ્ઠા બનીને એના ભારથી એને જાણે આ ઘરમા જ જડી દે છે કેટલીય રાતે અમે એકબીજાથી અજાણતા અહી ઊભા ઊભા દૂરના સમુદ્રના આભાસને જોઈને અમારી આખો ભીની કરી છે મારામા

કોઈ વાર શૂન્યતાનો ઇન્દ્રિયઘન સ્પર્શ થાય છે. કોઈ પુષ્ટ સ્તનની કે નિતમ્બની સુડોળ ગોળાકાર એવી એની આકૃતિ મારા બે હાથ વચ્ચે ગોઠવાઈ જાય છે. એના સુખદ દાબથી મારી હથેળી રવરવી ઊઠે છે. મારી આંગળીઓ એની માંસલતામાં ઊંડે ને ઊંડે લપાઈ જવા ઇચ્છે છે પણ પછીથી કોઈ કાચા ફળને બચકું ભરીને એની તૂરી ખાટાશને ચાખવાનું મન થાય તેમ એ શૂન્યતાના પર મારા દાંત બેસાડવાનું મન થાય છે. મારી એ ઇચ્છા સામે મરણ ઘૂરકિયાં કરે છે. મેઘા શૂન્યતાનો જુવાળ બનીને મારા પર છલકાય છે ઘડીભર એના ઉછાળા સાથે હું ઊછળું છું. ઊછળીને નર્યો પરપોટો બની જાઉં છું. પણ એ પરપોટાની અંદર મરણનો ચળકાટ દેખાય છે વળી એ જુવાળની સાથે હું નીચે પડું છું. એની હજાર હજાર આંગળીઓ પ્રસારીને રેતીને બાઝી પડતા ફીણવાળા જળ જોડે હું પણ પ્રસરી જાઉં છું હાથ નીચેથી ભીની રેતી સરી જાય છે, મોજું ત્વરિત ગતિએ ભાગી જાય છે, કેવળ ફીણની ધોળાશ જેવો હું રહી જાઉં છું

પણ શૂન્યતાને નક્કર અપારદર્શી વિસ્તાર રૂપે પણ જોઈ છે એ વિસ્તારનો કોઈ છેડો દેખાતો નથી. એ શૂન્યતાના ખડક પર એના નકારને કોતરવાનું સાહસ પણ કર્યું છે, પણ લોહિયાળ આંગળા લઈને પાછો ફર્યો છું શૂન્યતામાં તદાકાર થવા જતાં જ ફરી ફરી એના ઉદ્ધતાઈભર્યા હડસેલાથી દૂર ફેંકાતો ગયો છું. મારા વિચારોને શૂન્યતાનો પાસ બેઠો છે, તેથી જ તો કોઈક વાર આ શૂન્યતાથી બચવા ગાઢ વનની સ્નિગ્ધ નિબિડ છાયા જેવી કોઈ આંખની માયાનું આશ્વાસન લેવા પણ લોભાયો છું. અન્યમનસ્ક બનીને કોઈએ પ્રેમના બે શબ્દો ઉચ્ચાર્યા હશે તો તેના વડે આ શૂન્યતાને રિઝવવા સિવાય મેં કશી સ્પૃહા રાખી નથી

પણ આજ સુધી એ શૂન્યતાના મર્મને હું પામ્યો નથી આથી કેવળ ઓગળી જવું, અદૃશ્ય થઈ જવું, નિશ્ચિહ્ન થઈ જવું એવી વાસના મેં સેવી છે. એ વાસનાને મેં અનેક રીતે બહેકાવી છે, એને આજ સુધી કરમાઈ જવા દીધી નથી છતાં હું શૂન્યતાને મારાથી અળગી કરીને જોઉં છું તે જ એની ને મારી વચ્ચેના અન્તરને પ્રકટ કરે છે શૂન્યતાની અને મારી વચ્ચે કદાચ હજી મારે અનેક જન્મો મૂકવાના રહેશે કદાચ તેથી જ હું કોઈક વાર નામ્રો ઉચ્ચારવા મથું છું, પણ શબ્દ ઉચ્ચારવા જતાં હોઠે આવી ચઢે છે 'મરણ'.

આજે ઈશ્વર આવીને કાનમા કહે છે : 'મારે માણસ થવુ છે.' મને લાગે છે કે એને માટે કોઈ કીમિયો શોધી કાઢવો જોઈએ ગર્ભવાસનુ ઊંધે મસ્તકે લટકવાનુ દુઃખ, જન્મ્યા પછીનુ રુદન, શિશુકાળની અસહાયતા—આ બધુ એ સહી શકશે ? સૌથી અઘરુ કામ તો એને માટે આસુ શોધવાનુ છે

પણ એને માટે, માનવી જ કરે એવા આગવા, થોડાં પાપ શોધવા પડશે ઈશ્વરના પાપમા અમાનુષીપણુ રહેલુ હોય છે. હુ આવી ચિન્તામા પડી જાઉં છુ ઈશ્વર મારી સામે યાચનાભરી દૃષ્ટિએ તાકી રહે છે. એ માનવસ્પર્શને ઓળખે, થોડુ ક મેઘાના નિ શ્વાસથી દાઝે, નમિતાના રૂંધેલા આસુના ભારને ઓળખે, સુધીરની શૂન્યમનસ્કતાને તળિયે ડૂબકી મારે, અશોકની વિફળતાના છીછરાપણાને જાણે, અને મૃણાલ—

આ ક્ષણે મ્લાન ચાદનીથી આચ્છાદિત પૃથ્વીના મુખ પર જે ગ્લાનિ છે, ઉદ્વેલિત સમુદ્રના અન્તરમા જે વિક્ષોભ છે, હવામા વ્યાપી રહેલો જે હાહાકાર છે, સૂર્યની પૃથ્વીના દુ ખ દૂર રહીને જાણ્યાની જે બળતરા છે—આ બધુ સમાવવા જેટલુ ઈશ્વરનુ હૃદય વિશાળ કરવુ જોઈએ. માણસ થવા ઈશ્વર મથ્યો છે, એના અવતારોની કથા જાણીએ છીએ. પણ અત્યારે કદાચ એની પાપબુદ્ધિનો ભાર વધ્યો છે, અત્યારે માનવ ભેગા થઈને સહાનુભૂ તિ પામવાની એની લાચારી વધી છે

એ અણુ છે, વિભુ છે. સૌ પ્રથમ તો નિકટનુ પણ કોઈ ન સાભળે એમ સરી જતા આછા નિઃશ્વાસરૂપે એણે આવવુ પડશે. પછીથી આછી આસુની ઝાયરૂપે આખમા વસવાનુ શીખવુ પડશે માનવી જે ભાર ઉપાડીને ડગલા ભરે છે તે પ્રમાણે એને ચાલવાનુ શીખવુ પડશે.

હુ ધીમે ધીમે સરી જતા ઈશ્વરને જોઉં છુ. કદાચ આ એનો બાલિશ તર ગ જ હતો. મરણ આ બધુ સાભળીને મોઢુ ફેરવી લે છે ઈશ્વરને સરી જતો જોઈને વળી એ હસવુ થાય છે. ઈશ્વર કેટલી કલુષિતતા સહી શકશે ? મનોજ, અશોક, મેઘા, નમિતા, ગોપી—સૌ એકબીજાને પોતાના આગવા કલ ક વડે ઓળખે છે. કલ કને ભૂષણ બનાવ્યા વગર ધારણ કરવાનુ સૌથી અઘરુ છે પણ એવુ જ કશુક તો તુ કરવા નહોતી ગઈ ને, મૃણાલ ?

મારા પડછાયાના ભારને આધારે મારુ નામ મને વળગી રહ્યુ છે. મારુ મરણ પણ મારા નામને ઉચ્ચારવા મથે છે. નામ સાથે જડાઈ રહેવાની રૂંધામણ કોઈ વાર અસહ્ય બની જાય છે ત્યારે કોઈ ન જાણે તેમ આછા સરખા નિશ્વાસની ફૂંકે હુ એને ઉરાડી મૂકવા જાઉં છુ. નામ કોઈ વાર હાથિયા થોરની જેમ ઊગે છે. એના કાંટાળા પંજા ખોલીને એ પોતાની જાહેરાત કરે છે હુ પંજાને મૂઠીમા વાળી લઈ શકતો નથી.

નામને લીધે જ કેટલુ બધુ મને વળગતુ રહ્યુ છે! બાળપણમા જે નદીમા રોજ ડૂબકી મારી છે તેના ખળખળ વહેતા પાણી કાંઈ મારુ નામ નહોતા પૂછતા. વનમાથી સૂસવાટા સાથે વહી આવતો પવન નામ પૂછવા જેટલુય થભતો નહોતો ત્યારે તો નામનુ તણખલુ સરખુય ઊગ્યુ નહોતુ. પછી એનો ક્યારે દાણો બધાવા લાગ્યો તે સમજાયુ નહી. નાજુકડા બે હોઠ પરથી નાના પતંગિયાશુ ઊડ્યુ. પછી વળી કોઈએ એમા પોતાનો લહેકો ઉમેર્યો આમ ઘણી બધી માયાનો ભાર એ ઉપાડતુ થઈ ગયુ પછી કોઈએ કહ્યુ: 'ચિન્તા ન કરીશ, નાકની નથ સાથે તને સાચવી રાખીશ.' પણ કોઈ વાર અનેક તાતણાથી લપેટાતા જતા નામને જોઈને જીવ ગભરાવા લાગ્યો. આ તાતણા છેદવા જેટલી શક્તિ ક્યાથી લાવીશ, એવો શાપ આપવા હુ કોને ઉશ્કેરી શકીશ? આમ દિવસ જાય, રાત જાય અને નામનુ વજન વધે પછી તો એ મારા પડછાયા જોડે મતલબ કરે હુ ઉશેટુ ને પડછાયો એને ઝાલી રાખે એને ભૂલવા હુ મારે હોઠે બીજુ નામ રટ્યા કરુ. કોઈ વાર ભગવાનનુ, કોઈ વાર કોઈને ન કહેવાય એવુ બીજુ. પણ પછી તો એ દાઝ્યુ, ઉઝરડાયુ, ઘવાયુ—પણ એનુ એ રહ્યુ રાતે મધરાતે એકલો જાગુ. કોઈ ન જુએ તેમ એને અન્ધકારમા ઘુંટીને એક કરી દેવા મથુ. પણ પાણીમા તેલ તરે એમ અન્ધકારમા એ નોખુ તર્યા જ કરે કોઈ પોતાના નામમા એને ભેળવી દે એવી ય આશા એક વાર સળવળી હતી પણ પછી તો ઘણા વર્ષો ત્રોફેલા છૂંદણાની જેમ એને છાતીએ ધારણ કરીને ફર્યો. હવે મારામા બેઠેલુ મરણ એને ખોખલા સ્વરે એનુ જુગુપ્સાજનક ઉચ્ચારણ કરે છે તેથી અકળાઉં છુ અસહાય બાળકની જેમ આમાથી બચવા બોલી ઊઠુ છુ 'મારુ!'

હુ જોઉં છુ એ ચહેરાઓ—બુદ્ધની કરુણાથી નહી. શિવના ક્રોધથી નહી. વિષ્ણુની 'હુ બધુ સમજુ છુ ' એવી ખંધાઈથી નહીં. એ બધા માનવશરીર—ઈન વેરિયસ સ્ટેઈજીસ ઑવ ડિકમ્પોઝીશન વર્ષોથી મેદ એકઠો કરે છે. આખો નીચે કાળાશ, વાસનાને લપલપ ચાટવા માટે અધીરા હોઠ, મન્દતેજ આખોમા આણેલો કૃત્રિમ ચમકારો. ગોપી હસે છે—એક સાથે અનેક ટીસ્યૂપેપર પવનમા ખખડતા હોય તેવુ. વળી પોતાનુ હાસ્ય પોતામા જ સંકેલીને મૂકી દે છે—ફરી કોઈ વાર કામમાં આવશે એવી ગણતરીથી. મેઘા હસતી નથી, એ આખોથી જોતી નથી. એનુ શરીર અન્યના સ્પર્શથી જ શ્વાસ લે છે, નહીં તો જડ થઈ જાય છે મનોજ એની સ્થૂળતામા જ દટાતો જાય છે. એની આખો અર્ધી દટાઈ ગઈ છે. એનો અવાજ માસના ઢગલાને ખસેડતો હાફતો હાફતો બહાર આવે છે વધારે પડતા પાકેલા ફળની પોચટતા એનામા છે. અશોક બધુ જ સરજી શકે છતા જાણી કરીને કશું ન કરવાના આભિજાત્યની ખુમારીને પપાળ્યા કરે છે, એ ખુમારી કોઈ વાર એને જ ડખે છે ત્યારે એ વાચાળ બને છે. ફાડી નાખેલા કાગળના ટુકડાઓ ઊડે તેમ એના શબ્દો ઊડી જાય છે નમિતા પોતાને જ પોતાના ગર્ભમા ઉછેરી રહી હોય એવી ગમ્ભીરતાથી ફરે છે. મનોજ પોતાની ધૂર્ત આખોને ગોગલ્સથી હમેશા ઢાકેલી રાખે છે, એના હોઠ હંમેશા એ કશુક ચાવતો હોય એમ હાલ્યા કરે છે અશોક દૂર દૂર નજર નાખતો હોય તેમ જોયા કરે છે પણ એની આખો છીછરી છે ગોપી હાસ્યના છેડાથી બધુ સાધવા જાય છે. બધુ એની પકડમાથી પડી જાય છે વળી હસીને એ બધુ સાધવા મથે છે મેઘા એની ગાઢ વન જેવી નિબિડતાવાળી કાયામા ક્યાક ઊંડે લપાઈ જવા મથે છે

હુ આ ચહેરાઓ જોયા કરુ છુ મરણ એ જોઈને હસે છે આ બધા વચ્ચે જ એક બીજો ચહેરો હતો. નમણુ મુખ હતુ—હુ આ બધા વચ્ચે બેસતો એ દૃષ્ટિ, એ શબ્દ ગેજ ગેજ સઘરતો. પછી એક દિવસ જોયુ તો એ બધુ ક્યાક સરી ગયુ હુ સાવ વજન વગરનો થઈને ફેકાઈ જવા લાગ્યો. ત્યા મરણે એનો ભાર ચાપ્યો આ બધુ તુ જાણે છે ને મૃણાલ ?

ટોળે વળેલા વિષાદના ઝુ ડ એના કાળા ગણગણાટથી મારા કાનને ભરી દે છે દૂરનો સમુદ્રનો આભાસ એનાથી ઢ કાઈ ગયો છે  કદાચ આ ઝુ ડ બાગમા ખીલી રહેલા પેલા ઘાની ગન્ધથી જ ખે ચાઈને આવ્યા હોય એવુ લાગે છે  પહેલા તો મારા ઘા મારાથી જ છૂપા રહેતા  રાતે કોઈ વાર એકાદ સણકો છૂપી રીતે એની જાણ મને કરી જતો. પણ હવે તો એ પૂરબહારમા ખીલે છે  એનો આ વિસ્તાર મને સ કોચે છે. હુ મારા અસ્તિત્વને એક ખૂણે સ કોચાઈને લપાઈને રહુ છુ, પણ મરણની લાતાલાત મને જપવા દેતી નથી  બધુ ત ગ છે, એની તાણ હુ અનુભવુ છુ  ભ ગુર કહેવાતા દેહના બન્ધનો કેવા હઠીલા હોય છે ! પણ હુ કશીક આશાનુ તરણુ ચાવતો બેસી રહુ છુ  એનો કશો સ્વાદ નથી  પણ કેવળ પશુની જેમ જડબા હલાવ્યે રાખવાનુ જાણે અનિવાર્ય થઈ પડયુ છે.

હવા થમ્ભી ગઈ છે  બારી પરથી ચન્દ્રના પગલા ચાલી ગયા છે  ઝરૂખાને બીજે છેડે અશોકની સિગારેટના ધુમાડાના ગૂ છળા આછા આછા વરતાય છે ઓરડામાથી કોઈ ગાનારીનો ઠુમરીનો સ્વર સ ભળાય છે  એ સ્વર મુજરો ભરતો, તીરછી નજર કરતો, રિસાતો, મનાઈ જવાની રાહ જોતો, આખરે બધા નખરા સમેટી લઈને થ ભી જાય છે  વળી નવો અનુનય શરૂ થાય છે  આ અન્ધકારમા કોઈ નિશાચરની જેમ એ સ્વર ફર્યા કરે છે  પછી એકલા પડી જવાનુ ભાન થતા ગભરાઈને આછો બનીને કોઈક દરમા લપાઈ જાય છે

મેધા પાસે આવીને પૂછે છે  'સુધીર કયા છે ?' પણ એ પ્રશ્ન નથી, એક રટણ છે  એ ઉત્તર શોધતી નથી  હુ જોઉ છુ—એની કાયામાથી પ્રમાદની ઘેરી ગન્ધ આવે છે. વનમા કોઈ અજાણ્યુ ફૂલ એની ઘેરી વાસથી આપણને મૂ ઝવી નાખે તેવુ એ છે  કદાચ એ પોતે પણ એનાથી અકળાતી હશે. એ પ્રશ્ન પૂછીને સ્થિર દૃષ્ટિએ સમુદ્ર તરફ જોઈ રહે છે  એ વિષાદના ઝુ ડને મારા ઘાની ગન્ધ ન આવે તેની ચિન્તામા છુ  ત્યા મને એકાએક યાદ આવે છે  મે મારી સામે જ ઊભેલી મૃણાલને પૂછયુ હતુ  'તુ કયા છે, મૃણાલ ?'

ચન્દ્ર ઢળી ગયો છે. અન્ધકારમા મારો પડછાયો સ કેલાઈ ગયો છે. હવા એના સ્પર્શથી મારા શરીરની રૂપરેખા મને ઓળખાવ્યા કરે છે. હું મારા મોઢા પર હાથ ફેરવુ છુ. નદીઓ અને પર્વતો બતાવતા કોઈ ભૌગોલિક નકશામા હોય છે તેવી રેખાઓનો સ્પર્શ મને થાય છે ઊપમેલા હાડકા વચ્ચેના ઊંડા બનેલા ખાડાના પોલાણમા આગળીઓ સરી પડે છે. એ પોલાણમાથી એ કશુ લઈને બહાર આવતી નથી લુચ્ચુ મરણ હસે છે આ પોલાણોમાં એનો પડઘો ગાજે છે. મારી આગળીના ટેરવા પર દીર્ઘકાલના અનેક સ્પર્શોનો ઇતિહાસ વણુભુ આયેલો પડ્યો છે. એ ટેરવાઓ વાચાળ બનીને એ બધો ઇતિહાસ ઉકેલવા જાય તે પહેલા જ હુ હાથ પાછો ખેચી લઉં છુ. પણ કોઈ અત્યત નાના પંખીની જેમ મારા ટેરવા પાખો ફફડાવ્યા જ કરે છે. મારા વ્યક્તિત્વની બહાર ચાલી જઈને સ્પર્શની નિકટતાના સન્ધિસ્થાને મિલનો રચવાનુ કામ ટેરવાઓનુ છે. હવે કેવળ પોતામા સ કેલાઈ ગૂચળુ વળીને એ દીર્ઘકાળથી પડી રહ્યા છે એ ટેરવા સ્પર્શના જે સ કેતો લાવતા તેને ઓળખનારી ચેતના મરણના ભાર નીચે કચડાઈ ગઈ છે. થોડી જ ક્ષણમા મારા મોઢાના સ્પર્શની જે સ જ્ઞા અલપઝલપ પ્રાપ્ત થયેલી તે ભુ સાઈ જાય છે. વળી આ અન્ધકારમા નિશ્ચિહ્ન છતા કેવળ વજનને લીધે હોવાપણુ ટકાવી રાખીને હું ઊભો રહુ છુ

પ્રભાત તરફ ઢળતી રાતનો પ્રહર કઈક હળવો બને છે. અન્ધકાર કઈક પાતળો પડવા માડે છે આવે વખતે મરણનો ઉત્પાત વધી જાય છે આવે વખતે એ જાણે રૂધાઈને તરફડવા માડે છે પહેલા તો ઘણી વાર આવી ક્ષણે જ એની જોડે યુદ્ધ માડીને એને પરાસ્ત કરીને હાકી કાઢવા જેટલો મારામા ઉત્સાહ હતો પણ એના ગયા પછી એને સ્થાને જે નવુ પોલાણ ઉદ્ભવે તેને ભરી દેવા જેવુ મારી પાસે શુ છે? એવુ કશુ જડ્યુ નથી તેથી જ તો એ યુદ્ધ કરવાના ઉત્સાહને મે ઢબૂરી દીધો છે. મરણ આ જાણે છે તેથી ખ ધુ હસે છે પણ કોઈક વાર અકર્મણ્યતા અને નિરાશાના ભારની નીચેથી સહેજ બહાર નીકળીને હુ પ્રતીક્ષાપૂર્વક મીટ માડીને પૂછી ઊઠુ છુ.

'તુ મારી સભરતા ન બની શકે, મૃણાલ?'

ઘરને રસ્તા સાથે એકાકાર થઈ જતુ જોઈને હુ બહાર નીકળી ગયો છુ. ઘરમા પડતા પગલાનો અવાજ અને રસ્તા પર પડતાં પગલાંનો અવાજ જુદો હોય છે રસ્તા પરના પગલા દિશા શોધે છે એ પગલામા લાબે સુધી જવાની તત્પરતા હોય છે. એ પગલાના લય અનેક પ્રકારના હોય છે. ઘરના પગલા એક દીવાલથી બીજી દીવાલ સુધી જ જતા હોય છે. બહુ બહુ તો એ ઊમરો ઓળગે છે બારી આગળ આવીને એ અટકે છે. એ પગલા બીજાં પગલાને છેદતા નથી, કોઈ વાર એ પગલાઓ એકબીજાને આધારે ચાલે છે આથી એ પગલાનો ભેગો સૂર સગીત બની જાય છે

પણ હવે તો ઘર પર રસ્તો ફરી વળ્યો છે. દીવાલો ખૂંધી બનીને ઝૂકી ગઈ છે ઊમરા પર થઈને રસ્તો દોડી ગયો છે દીવાલોના ઝૂકવા સાથે બારીઓ પણ પોતાની સીમારેખા ભૂંસી નાખીને રસ્તાની લંબાતી બે સમાન્તર રેખાઓમા ખોવાઈ ગઈ છે. દીવાલ વચ્ચેના મૃદુ અને ગોરભાતા અવાજો હવે રસ્તાના કોલાહલમા નિરાશ્રિત બનીને સૌ કોઈની અડફટે ચઢીને ક્યાના ક્યા ફેકાઈ ગયા છે. અધીરાઈથી બારણુ ખોલી અદર પ્રવેશવુ, બારીએ ઊભા રહી પ્રતીક્ષા કરવી, બારણું બધ કરી એકાન્તને નિબિડ સહચારથી તન્મતમતુ કરી નાખવુ, આકાશની દખલગીરી જાપગાથી રોકવી, સૂર્યચન્દ્રના પ્રવેશ પર નિયત્રણ રાખવુ—આ બધી માયામાથી એકઆટકે હુ બહાર ફેકાઈ ગયો છુ રેલવેના પાટાની જેમ હુ ક્યાય જતો નથી જાણે જવા દોડ્યા કરુ છું.

આસ્ફાલ્ટના રસ્તાની નિષ્પ્રાણતા મારા પગના તળિયાને પછડાયા કરે છે મુલાયમ રેશમી ધૂળને ખોળે પગ પડતો નથી. ઊંઘ કાઢીને દોડતા રસ્તાઓની આધળી દોડને હુ વિવશ બનીને જોયા કરુ છું. રસ્તાના વળાક મારા મનમા પ્રલોભન જગાડે છે. ત્યારે એ ને હુ છટકી જઉં એવી ભીતિથી મારુ સાવધાન બનીને મને જોયા કરે છે, પેતરા ભરીને એ બેઠુ હોય છે વળાકે બધા જાણે મારામા અમળાય છે, ગૂંચવાય છે ને જ્યા વળાક આવે છે ત્યારે એ અર્ધવર્તુળને બીજે છેડે તારો આભાસ જોઈને પુછાઈ જાય છે 'કોણ મણાવ?'

ગોપી વાચાળ છે. મારો હાથ હાથમા લઈને એ કમ્પી ઊઠતી નથી અનેક હાથનો એના હાથને સ્પર્શ થયેલો છે પણ એની આગળીઓ સાવધ છે પરોવાઈ ગયેલી આગળીઓને ક્યારે અળગી કરી લેવી તે એ જાણે છે હસતા હસતા જ એ આ કરી શકે છે. મારો હાથ હાથમા લઈને એ પ્રભાત પહેલાના પાતળા અન્ધકારમા કશુક જોવા મથે છે પછી મારા હાથની રેખાઓને એ આગળીથી ઓળખવા મથતી હોય તેવો ઢોંગ કરે છે હસતી હસતી કહે છે 'તારા આગલા જન્મોની વાત મને ખબર છે તું ગણિકાના ઘરનો પોપટ હતો. જે ગણિકાના ઘરમાં આવે તેને તુ કર્કશ અવાજે આવકારતો. અર્ધી આખ બ ધ કરીને તુ નાચમુજરા જોતો, ઉશ્કેરાઈને પિંજરાના સળિયાને ચાચ મારતો, કોઈ વાર નિરાશ થયેલી થાકેલી એ ગણિકા તને પિંજરાની બહાર કાઢીને એની હથેળી પર બેસાડતી, તારી જોડે વાત કરતી, આસુ સારીને બળતરા કાઢતી. એક દિવસ ગણિકાએ પોપટને કહ્યુ, 'મારી આખો ફોડી નાખ, તારી ચાચ શુ એટલુ નહીં કરી શકે ?' પોપટે દવા લાવીને ગણિકાની આખો ફોડી નાખી. બીજે દિવસે ગણિકાના યારે આવીને આ જોયુ પોપટ ગણિકાના ખભે જ બેઠો હતો ગુસ્સામા એ યારે પોપટની ડોક મરડી નાખી. પછી બીજો અવતાર થયો. ગણિકા બની રૂપરૂપના અવતાર જેવી કન્યા અને તુ બન્યો બ્રાહ્મણનો પુત્ર બ ને દૂર છતા સપનામા એકબીજાને દેખાય. કન્યા યુવાનોને જુએ, દૃષ્ટિમા દૃષ્ટિ માડે, જે શોધે તે ન જડે ને નિરાશ થાય, યુવક બધે ફરે ને શોધે. પૂર્વજન્મની પેલી ઝ ખના છૂપી છૂપી પીડે છે ત્યા કન્યાનો લગ્નકાળ વીતી જવા લાગ્યો. વ્હાલસોયા માતપિતાએ તેને પરણાવી. દેવકુ વર જેવો વર છે, મહેલ જેવુ ઘર છે. પણ કન્યાને ચેન નથી, આ બાજુ પેલો બ્રાહ્મણયુવક પણ પરણી ગયો છે પેલી પૂર્વજન્મની સ્મૃતિ હજી સળવળ્યા કરે છે. એને નથી ચેન દિવસે કે નથી ચેન રાતે. બન્ને ઉન્મના થઈને જીવે છે એક દિવસ બ ને ભેગા થઈ ગયા, દૃષ્ટિ મળી, તાર સ ધાયા પણ આ તો કળિજુગ. સ સારની જ જાળ. બન્ધન છેદે શી રીતે ? ખૂબ રહેસાયા, અકાળે મરણશરણ થયા. પછી વળી નવો જન્મ આ જન્મે તો તુ શોધીને પામી ગયો છે ને ? કે હજી શોધ ચાલુ છે ?' હુ કશુ બોલતો નથી. એ એનુ મોઢુ મારા કાન પાસે લાવીને કહે છે 'નામ કહુ ? મૃણાલ'

નમિતાને ઊભેલી જોઉં છું. એની પવનમા ફરફરતી લટનો એક છેડો કોઈ ગાઢ વનમા જઈને ભળી જાય છે. સમુદ્રના આભાસ સાથે એની દૃષ્ટિનો ચળકાટ ભળી જાય છે. એનો ઉચ્છ્વાસ કોઈ ઊંચા પર્વતના શિખરની નિર્જનતાની પ્રદક્ષિણા કરતા પવન સાથે ભળી જાય છે. એની કાયાની રેખાઓ કોઈ વાર એક વિશાળ આકાશ બનીને વિસ્તરી જાય છે. પણ આ બધુ છતા નમિતા નમિતા છે. સમુદ્ર, આકાશ અને પર્વતની ગરિમા, વિશાળતા અને નિર્જનતાથી ઘુંટાઈને એ બની છે. પણ એને ખભે હાથ મૂકીને ઊભા રહી શકાય. મને એવી ઇચ્છા થાય છે. મરણ મોઢુ બગાડે છે. અત્યારે બધુ સ્વચ્છ છે. હુ કશુ ડહોળી નાખવા માગતો નથી. નમિતાની રેખાઓ સ્પષ્ટ છે.

છતા-કોઈ વાર થાય છે કે આ સમુદ્ર કોરા જેવો આછો ઝીણો બની જાય તો? આ પર્વત પારિજાતના પુષ્પોના ઢગલા જેવો થઈ જાય તો? આ આકાશની વિશાળતા સંકોચાઈને એક સ્નિગ્ધ દૃષ્ટિપાતમા સમેટાઈ જાય તો? મારુ ચાલે તો નમિતાની આજુબાજુ નાની નાની ઢીંગલીઓનુ ટોળુ ઊભુ કરી દઉં. કોઈ હસે, કોઈ નાચે, કોઈ નાની નાની આંખે જોયા કરે. કોઈ નગબંકો, કોઈ શમશેર બહાદુર—એની દૃષ્ટિ આ કુંવરને ગોધે. ખડબડ ઘોડા દોડે, સાત સમુદ્ર અને સાત નદી ઓળંગીને જાય. સાત સાત અરણ્યો પણ વટાવી જાય. રાજકુંવરો આવી પહોંચે. ઘોડાને મોઢે ધોળા ધોળા ફીણ. રાજકુંવર મૂછે તાવ દેતા ઊતરે. પછી તો મદ ઝરતા હાથીઓ ડોલે, અપ્સરાઓ નૃત્ય કરે, કિન્નરો ગાય, વિદ્યાધરો વાદ્ય વગાડે. નમિતાની આંખો હરખથી નાચી ઊઠે.

પણ નમિતાની દૃષ્ટિ સ્થિર છે. એના પર મારા પડછાયાની છાયા પણ હુ પડવા દેતો નથી. પણ નમિતા જો બોલે, નમિતાના હાથ જો ચંચળ બને, લંબાય, નમિતા જો હસે—હુ અનેક આશાઓથી ચંચળ બની ઊઠુ છુ. મારા હાથ સળવળે છે. મારી આંખો ઊંડુ ઊંડુ થઈ રહી છે અને ઘણુ વારુ છુ તો ય હોઠ તો બોલી જ દે છે 'મૃણાલ!'

૩૧

એકાએક વસ્તુની નક્કર અપારદર્શકતા ઓગળતી જાય છે, રહી જાય છે માત્ર ન્યૂનતમ  અસ્તિત્વની રૂપરેખા.

કેવળ હુ મારામા ગંઠાઈ ગયેલા મૃત્યુના ભાસને લઈ ઊભો છુ. આ રૂપરેખા વ્યક્તિત્વના આગવાપણાને ભૂંસી નાખે છે. વૃક્ષ તે વૃક્ષ છે, માનવી તે માનવી છે. નદી થોડી દોડતી રેખાઓ છે. આકારો બધા અબરખના પડ જેવા પાતળા અને બરડ બની જાય છે પતંગના કાગળ જેવો પવન હાલ્યા કરે છે. પૃથ્વીના બધા જન્મો દૃષ્ટિ આગળ ખુલ્લા પડી જાય છે. ધાતુ, જળ અને ખડકો જ્યાથી છૂટાં પડે છે તે બિન્દુ પણ દેખાય છે સમયના થર પણ હળવા બનીને ફરકરે છે ધરતીકંપોનો ઈતિહાસ રેખાઓમા અંકાઈ જાય છે.

ભૌમિતિક આકારોની એ ભૂલભુલામણીમા વિહાર કરવાને હુ મરણને લલચાવુ છુ, પણ એ એની નક્કરતાને ખોવા તૈયાર નથી. મારે ય એની સાથે જડાઈ રહેવુ પડે છે. રેખાઓની થંભી ગયેલી ગતિનો નકશો હુ જોઈ રહુ છુ. ઈશ્વરના સંચારના પગલા પણ અહી ઉકેલી શકાય છે સૂર્યચન્દ્રના બે ટપકાને હવે કોઈ નાનુ બાળક રમતમા અહીથી તહીં ખસેડી શકે એમ છે રેખાઓનુ આ જંગલ જોતાં એમાથી કોઈ ભાતને ઉપસાવવાનુ અળવીતરુ મારુ મન કરવા તૈયાર થઈ જાય છે. પણ ઈશ્વરનો અદૃશ્ય તર્જનીસંકેત એને મના કરે છે

કદાચ રાત્રિનો શેષ પ્રહર પ્રભાતના પ્રથમ પ્રહરને મળે છે ત્યારે હમેશા સૃષ્ટિ એના આ આદિ સૂક્ષ્મ રૂપમા સરી જતી હશે. માનવો, પ્રેતો અને દેવો થોડી ક્ષણને માટે એકબીજામા ભળી જતી રેખાઓ બની રહેતા હશે. વાતાવરણના પારદર્શક આવરણ નીચે આ બધુ ઢંકાઈને રહ્યુ છે.

જો આ વાતાવરણને ચીરીને ફેંકી દઉં તો એનુ રક્ષણ જતુ રહેતા આ બધી રેખાઓ રજ રજ થઈને ઊડી જાય, એ જોઈને હાફળોફાફળો ઈશ્વર એ બધુ એકઠુ કરવા દોડાદોડ કરી મૂકે, પહેલી વાર એને કપાળે ચિંતાની રેખા પડે, પછી શંકરનુ ડમરુ ફરી બજી ઊઠે, એની આજુબાજુ થોડા અશરીરી અવાજો એકઠા થાય, એની લંબાયેલી શ્રુતિઓ થોડી રેખાઓને એકઠી કરે, એમાથી વળી આકાર ઊપસવા માડે, અને પહેલો આકાર જોઈને હુ બોલી ઊઠુ 'મૃણાલ ?'

મારો આ દેહ પ્રાક્તન સ્મૃતિને ઉકેલી બેઠો છે. ઈશ્વરની અણકેળવાયેલી આંગળીની અસ્થિરતા ફરી દેહને ચચળ કરી મૂકે છે આદિકાળના એ ભેજ અને તેજનુ નિબિડ મિલન ફરીથી મારા દેહમા ઘનીભૂત થઈ ઊઠે છે શિશુ જેવી પૃથ્વીના આનન્દચિત્કાર જેવી ઝૂમતી આદિ અરણ્યોની શાખાઓ મારા દેહને હિંચોળી રહી છે દેહને ખૂણે ખૂણે આ અરણ્યના પશુઓની ત્રાડ ગાજી ઊઠે છે આખાય અગને આકાશ તરફ ફંગોળતા પર્વતોની એ ઉદ્ધત ઉત્તુગતા મારા લોહીને ઉછાળે છે. નદીઓના કૌમાર્યને ભેદતા સમુદ્રનો કામાવેગ મારામા છલકાઈ ઊઠે છે ઓગણપચાસ મરુતો, અગ્નિ, વરુણ, પર્જન્ય—મારી કાયાના વિહારક્ષેત્રમા એક સાથે વિહરી રહ્યા છે. શરીરના કોષમા ધાતુઓનુ પ્રથમ સ્મિત ચમકી રહ્યુ છે સૂર્યના પ્રથમ સ્પર્શની ઉત્તપ્તતાનુ ઘેન મારા દેહને ઉન્મત્ત કરી મૂકે છે. ચન્દ્રની માયાનો જુવાળ એને ભીંજવીને તરબોળ કરી મૂકે છે એક સાથે કેટલાય વિદ્યાધરો કિન્નરો ગન્ધર્વોના નૃત્યસગીત મારી શિરાઓમા રણકી ઊઠે છે. યુદ્ધોની સ્મશાનભૂમિઓનો મૂગો હાહાકાર મારા કાનમા ગાજી ઊઠે છે વિશ્રમ્ભે કોઈ કુજમા વનદેવતાની છત્રછાયા હેઠળ કરેલો પ્રથમ ભીરુ પ્રણયનો ચકિત દૃષ્ટિપાત મારી આંખોમા ચમકી ઊઠે છે ગરુડની પાંખો મારા શરીરને ફૂટે છે ઘડીભર એ ઊંડા કૂવાને તળિયે શીતળતા માણતુ શાન્તિ અનુભવે છે, તો બીજી જ ક્ષણે એ વિશાળ મેદાનો પર થઈને વાતી લૂના જેવો ઉષ્ણ નિ:શ્વાસ નાખે છે. મારા હાથ અનેક વાર જોડાયેલા હાથની સ્મૃતિને યાદ કરીને ઉત્સુક થઈ ઊઠે છે મહાનગરોના રાજમાર્ગો રેલ્વે પ્લેટફોર્મ, ઉદ્યાનો, સૂની શેરીઓ, ઝૂકેલા ઝરૂખાઓ, મીટ માડી રહેલી બારીઓ—આ બધુ વ ટોળની જેમ ફરવા લાગે છે એના વટોળ ચઢીને મગજ પણ ચક્રાકારે ઘૂમવા લાગે છે બધુ ધૂધળુ બની જાય છે શરીરની સીમાઓ પણ જાણે ઊંડુ ઊંડુ થઈ રહ્યુ છે ફરી જાણે આદિકાળના એ અન્ધકારમા એકાકાર થઈ જવાની આશા બધાય છે ત્યા એક હાથનો સ્પર્શ થતા બધુ એક ક્ષણમા શમી જાય છે દેહ વર્તમાનમા આવીને સ્થિર થાય છે. ફરી હોઠ એનુ રટણ શરૂ કરે છે 'મૃણાલ'

લુપ્ત થઈ ગયેલા કોઈ પ્રાચીન નગરના ખણ્ડિત પ્રવેશદ્વારની જેમ હું ઊભો છુ. વર્તમાનના વ્યવહારથી હુ છેટે છુ. મારી કમાનો નીચેથી કોઈ પસાર થતુ નથી. પાયદળ, હયદળ, હસ્તિદળના પડઘાઓ શમી ગયા છે. મારી બાજુમાં થઈને જ સંસાર ચાલ્યો જાય છે. ઇતિહાસ પોતે જૂની પોથીના પાનાની જેમ ઊડી ગયો છે હુ બધુ જોઉં છુ. પવન મારી શૂન્યતાની બખોલમા ભરાઈને ટિખ્ખળ કરે છે. સૂર્યે મારી રતાશને ભોઠી પાડી દીધી છે. વરસાદના ટીપા મારી ખરતી કાંકરીઓને ગણતા જાય છે. મારો પડછાયો પણ કોઈ લેતુ નથી. મારી ભંગુરતા બધાને ગભરાવે છે. અસ્ત વૈભવનો આ ઉદ્‌ગાર કોઈને કાને પડતો નથી.

હોવા છતાં ન હોવાની આ સ્થિતિ જ મને અહીં દાટી રાખે છે. કાળના આંગળાની છાપ ઉકેલવા વળી કયારેક કોઈ આવી ચઢે છે. થોડા ગજારાણીના નામ ઉચ્ચારાય છે. સરકસનો હાથી કોઈ વાર પાસેથી પસાર થાય છે તો હુ ભ્રમણામા સરી જાઉં છું. રાતે બધુ સૂમસામ થઈ ગયું હોય છે ત્યારે દૂરના બીજા ખંડિયેરમા વસતા પ્રેતનો હૂંકાર મારામા વસતા થોડાક પડઘાઓને ઢંઢોળે છે. ઉનાળાની બપોરે મૃગજળની છોળ છલકાવા માડે છે ત્યારે હું મૃગજળ પર ઝૂલવા લાગું છુ. પણ મૃગજળ મને ડુબાડી દઈ શકતુ નથી. અન્ધકારમા પણ મારી રેખાઓ ભુંસાતી નથી નમિતાની અન્યમનસ્ક દૃષ્ટિ ઘડીભર પારેવાની જેમ મારો આધાર શોધે છે હું નિમિત્ત છુ, લક્ષ્ય નથી; સાક્ષી છુ, સહભાગી નથી.

કોઈ વાર કાળ હાંફતો હાંફતો અહીં ઘૂંટણ વાળીને બેસી જાય છે. એની સ્વગતોક્તિના મારા પોલાણમાં પડઘા પડે છે. એને મરણ કાન માડીને સાભળે છે. મધરાતે એ વીતી ગયેલો સમય જીવતો થઈ ઊઠે છે. હાથીની અંબાડી પર બેસીને રાજા જાય છે, પાછળ હોય છે એની રૂપમતી રાણી, નર્તકીઓના ઝાંઝર રણકી ઊઠે છે, તબલાની થાપ સંભળાય છે અનેક પદરવ હુ સાભળુ છું એમાથી એક પદરવને હું નોખો પાડવા મથી રહું છુ એકાએક હૃદય ધડકવા માડે છે. એ સાવ નિકટ આવે છે. હુ બોલી ઊઠુ છુ · 'થોભી જાને, મૃણાલ ?'

પ્રકટ થનારા દિવસનો ભાર અત્યારથી જ વાતાવરણમા તોળાઈ રહ્યો છે. વૃક્ષોના મૂળ ઊંડે ઊંડે એથી કંપે છે ફૂલની કળીની અણી પણ એ ભાર ઝીલી રહી છે. બાગમા બેઠેલા મરણના ખભા પણ એના ભારથી ઝૂકી ગયા છે. ઝરૂખા પર ઝૂકીને એ ભાર ઊભો છે ઝરૂખાને બીજે છેડે નમિતા પણ કદાચ મારી જેમ આ ભારને ઝીલતી ઊભી છે. એ ભાર નીચે ચંપાઈને અન્ધકાર પાતળો પડતો જાય છે. પંખીના ચહચહાટની ટશરો અત્યારથી હવામાં ફૂટતી લાગે છે. દૂરના સમુદ્રની સપાટી આ ભારથી વળી જતી લાગે છે

પ્રભાતવેળાએ જ ઈશ્વરનો ઘા ખુલ્લો પડી જાય છે. એની રતાશને એ ઢાંકી શકતો નથી. સૂર્ય એના કિરણોની અણી એના પર ઘસતો હોય છે. પ્રભાતની વાયુલહરીમા ઈશ્વરના નિઃશ્વાસની ભીનાશ હોય છે. એના ભારથી તૃણદલ ઝૂકી જાય છે પણ ઈશ્વર પાસે ઝાઝા આંસુ નથી, આથી સવારનો સૂર્ય નીચો નમીને બધુ ઝાકળ એકઠુ કરીને ઈશ્વરને પાછુ સોંપી દે છે કોઈ વાર કોઈ ફૂલની પાખડીઓ વચ્ચે ઈશ્વરનુ એકાદ આંસુ સંતાઈ ગયુ હોય છે. મંદિરના ઘંટના પોલાણમા ઈશ્વરની વેદના રણકી ઊઠવા ઇચ્છે છે પવન આ ઘાની વેદનાની ચાડી ખાતો ન ફરે માટે ઈશ્વર એને પટાવે ફોસલાવે છે એનો અવાજ પણ આ ક્ષણોમા સંભળાતો હોય છે.

દુઃસ્વપ્નોની ભૂતાવળ આ વેળાએ ચોરપગલે લપાતીછુપાતી ચાલી જતી હોય છે બંધ બારણાની તરાડમાંથી હળવે પગલે લોકોની નિદ્રા સરી જવા માંડે છે આ પ્રહરે બાગમા બેઠેલો રમણોનો અજગર સહેજ હાલે છે, એની નિષ્પલક આંખો સહેજ ખૂલે છે. કદાચ એ પોતાનો ભાર હળવો કરવા ઇચ્છે છે, પણ સુરસુ મરણ એની ઝીણી આંખે એના પર ચોકી ભરે છે.

અન્ધકાર આછો થતા બધા રંગના મુખ ખીલવા માંડે છે, જેના કેટલાક રંગના પર નિઃશ્વાસની ઝાખપ છે, કેટલાક રંગ આંસુથી જ સીંચ્યા છે. એ તો

સૂર્યસ્પર્શ થયા પછી જ નેપથ્યમાંથી બહાર આવશે. ફૂલોની બંધ પાખડીઓ
વચ્ચે સૂર્યનું ઈજન ફોરી રહ્યુ છે પવન કાન માંડીને એને સાંભળી ગયો છે

(પણ નમિતા, તું જે બે ત્રણ શબ્દો બોલી શકી હોત તે શા માટે ન બોલી ?
હવે તો શાન્તિ પોતાની સળ સંકેલી લઈને પગલા ઉપાડવાની તૈયારીમાં છે.
માનવીઓના કોલાહલ વચ્ચે તારા એ નાજુક શબ્દો બહાર નીકળશે નહી.
હવે તારા હોઠ એ વણઉચ્ચારાયેલા શબ્દોના ભારથી બીડાઈ જશે એથી જ તો
રાત્રિના શેષ પ્રહરે હું પણ હિંમત કરીને હોઠ ખોલીને બોલી દઉં છું: 'મૃણાલ'.

## ૩૫

પ્રભાતવેળાનો પાતળો થતો જતો નિદ્રાનો પ્રવાહ અન્ધકારમા ભળીને ધીમે ધીમે ઓસરવા લાગ્યો છે

સુધીર હમણા જ આવ્યો લાગે છે. એ મેધાને ઢંઢોળે છે મેધા જાણે કેટલાય જન્મો જેટલે દૂર નીકળી ગઈ છે. એ પાછી ફરવાનો પ્રયત્ન કરે છે, પણ સુધીર અધીરાઈથી એને બાહુપાશમા લઈને ભીંસે છે. સુધીરના અંગ સાથે જકડાયેલી ઉત્તપ્ત ઉચ્છિષ્ટ હવાનો સ્પર્શ મેધાને અકળાવે છે. એ ઊંડે ઊંડે કોઈ અતલ સંજ્ઞાહીનતામાં સરી જવા ઈચ્છે છે. હુ પણ ઘણી વાર એવી જ સંજ્ઞાહીનતાના પ્રલોભનમા ખેંચાયો છુ, પણ છેક ડૂબી જવાની અણી પર હોઉં છું ત્યારે જ મરણ હડસેલો મારીને મને સપાટી પર લાવી દે છે. ફરીથી સૃષ્ટિ શરૂ થાય છે. આદિકાળના એ અરણ્યોના પ્રવેશદ્વાર આગળ હુ ઊભો રહું છુ. સરીસૃપોના ટોળાને પસાર થતા જોઉં છુ બધુ નિઃશબ્દ છે, ગતિ નથી પણ ગતિનુ અસ્થિપિંજર છે ધ્વનિ નથી, એની વિલાઈ જતી રેખામાત્ર છે પર્વતના ઊંચા શિખરોની અણી પર તોળાઈ રહેલા અવકાશની નીરવ ચીસથી બધુ હાલી ઊઠે છે. મારા હાથ જળની જેમ સરવા લાગે છે. આખો આકાશની નિઃસીમતામાં ઊડી જાય છે. પગ કોઈ શતાબ્દીજૂના વૃક્ષના મૂળ સાથે વીંટાળાઈ જાય છે. હૃદય એની બખોલમા એકલુ બેસી રહે છે ત્યા કોઈ મસમોટા પખીના રાતા નહોર એ બખોલને ખોતરે છે હૃદય ફફડી ઊઠે છે. એ નહોરની તીક્ષ્ણતા સામે ટકી રહેવાય નહીં તેની ખબર છે. પખી એની ચાચ ઘસે છે. એની ગોળ આખો ફરે છે એની પાખોની ઝાપટ વાગે છે. હૃદય સકોચાઈને કેવળ શૂન્ય જેવુ રહી જાય છે પખીના પ્રચંડ પડછાયા નીચે એ થરથરે છે બખોલનુ આવરણ ચિરાઈ જાય છે. ચાચની પકડમા ચપાયેલા હૃદયને લઈને પખી ઊડે છે શતાબ્દીઓના અરણ્યોમા થઈને એ ઊડતુ જાય છે, કદાચ હવે મારામા હૃદય ધબકતુ નથી, જે છે તે પેલા પખીની પાખોનો જ અવાજ છે. કોઈ વાર એ અવાજ આછો થાય છે. જાણે એની ચાચની તીક્ષ્ણ પકડ ઢીલી પડે છે, ત્યારે આશા બધાય છે આખ નિઃસીમતાને પોતાનામા સમેટી લઈને પાછી આવે છે મારા બે ચરણ કોઈ નવો લય શીખીને પાછા આવે છે મારા હાથ કોઈ નવા જ સ્પર્શથી રોમાચિત થઈને પાછા આવે છે. ત્યારે ફરીથી વાણી પ્રકટે છે, એનુ પહેલુ ઉચ્ચારણ છે મૃણાલ

સામેની વાંસની જાળ પવનમાં હાલે છે. એના પડછાયાની ભાત ભીંત પર અંકાઈ જાય છે. એ કોઈ જાપાની ચિત્રકારના ચિત્ર જેવી લાગે છે. કોણ જાણે શાથી હું એને સહી નથી શકતો. પણ એને ભીંત પરથી શી રીતે ભૂંસી નાખી શકાય? એ પીળા વાંસમાં પીળા પટેદાર વાઘના ટોળાં છે. એમાં ક્યાંક ઊંધો લટકતો અજગર છે. એમાં ક્યાંક મારું બાળપણ ભેરવાઈ ગયેલું છે. એની આજુબાજુ આછા લીલાશ પડતા જળવાળી નદી છે. પાસે પંખીઓનું ટોળું છે. એ વાંસની શિરાઓમાં ચંચળ અગ્નિની આંખો લપકારા મારે છે. વાંસ ડોલે છે. આખું વન જાણે ચાલી નીકળ્યું છે. હમણાં જ જાણે શહેરની ઊંચી મહોલાતોને વીંધીને વાંસ ઊગી નીકળશે. નવજાત શિશુની આંખમાંથી વાંસના અંકુર ફૂટશે. રસ્તાઓ વાંસમાં ખોવાઈ જશે. જોઉં છું તો મારા મગજ પર વાંસ ભેગા થઈને ચાલવા માંડ્યા છે. એ બે ચરણ વચ્ચેની બખોલમાં એક નાનીશી ગુફા છે. એ ગુફામાં ક્યાંકથી થોડું થોડું જળ ઝરે છે. એ ઝરણના જળને કોઈ જીભ કાઢીને ગળી જાય છે. એ ગુફામાં હજારો વર્ષોથી તપ કરતો કોઈ જોગી બેઠો છે. હજારો વર્ષોથી એની ધૂણી ધખે છે. એ જોગી એની જટામાં અદૃશ્ય થઈને રહે છે. પણ એનો અગ્નિ મને ઉન્મત્ત કરી મૂકે છે. એને હોલવવાને કોઈ કૂવો હજી જડ્યો નથી. આ ટીપે ટીપે ઝરતું જળ કાંઈ પૂરતું નથી. એનું ટીપું ય મને તો ક્યાં ખપમાં આવે છે! આ અગ્નિ, આ જટાનો વિસ્તાર, આ ગુફા અને એનો અંધકાર—આ બધું લઈને પણ વાંસવનનો વાંસ બનીને હું ચાલું છું. ક્યાંક નદી સાવ છીછરી છે, ક્યાંક સમય પણ કોઈ મહાદેવના મંદિરના ઘંટમાં રણકતો સંભળાતો નથી. પણ વન ચાલે છે, શહેર વન બને છે, માનવી વૃક્ષ બને છે, માર્ગ વચ્ચે કેટલીય કેડીઓ અલોપ થઈ જાય છે. સવારના આછા ઝાંખા અંધારામાં આ વાંસને અંકુર ફૂટે છે ને મને શૂળ ઊપડે છે. એ શૂળથી વીંધાઈને હું નિશ્વાસ નાખું છું. એ નિશ્વાસથી વાંસનાં પાંદડાં હાલી ઊઠે છે ને તરત જ હજારો પંખીઓનું

ટોળુ પાખ ફફડાવીને ક્યાક ઊડી ,જાય છે એ પાખોનો જ દૂર સાગર બની જાય છે. એ પાખોનુ હાલવુ દૂરથી મોજાના ઉછાળા જેવુ લાગે છે એના ઊછળવાના લયમા હુ ડોલુ છુ માગમા રહેલુ સૂકુ મરણ આ ડોલવાથી ખખડે છે. માગ શ્વાસમા હુ એનો આ ખખડાટ સાભળુ છુ એ મારા કાનમા વાગે છે આથી હુ ભીત પરની વાસની ભાતને ભૂસી નાખવા ઈચ્છુ છુ, ગભરાઈ ઊઠેલા ભીરુ શ્વાસની પાખો બીડીને, આખો બીડીને શાત કરી દેવા ઈચ્છુ છુ પણ પેલુ વાસવન ચાલ્યા જ કરે છે, પેલા પખીઓ ઊડ્યા જ કરે છે, મરણ ખખડ્યા જ કરે છે. હુ ગભરાઈને ,ચીસ પાડવા જાઉં છુ. શતાબ્દીઓના પોલાણ વચ્ચે એ ચીસ બોદી, ખવાઈ ગયેલા શબ્દના ખોખા જેવી પડી રહે છે. એમાથી કીડીઓની હાર બહાર નીકળવા માડે છે એ હારને હુ લબાતી જોઈ રહુ છુ કદાચ એને બીજે છેડે સૂર્ય હશે એવો ભાસ થાય છે.

નમિતા, તું આંખો બીડીશ નહી. મારી જેમ ઉન્નિદ્ર અને નિષ્પલક જ રહેજે. તને ખબર છે આંખો બંધ કરતાની સાથે કેટકેટલાં દુઃસ્વપ્નો આપણામાં ભરાઈ જાય છે? પછી તો તારી આ સુકોમળ કાયા ભૂતાવળની ચિચિયારીઓથી ભરેલું અરણ્ય બની રહેશે. એ અરણ્યને કોઈ ભૂગોળ રહેશે નહીં. એની બધી જ ભૂમિ અક્ષુણ્ણ રહેશે. કેવળ અન્ધકારના શાખાપત્ર જ એમાં વધ્યા કરશે. પછી એમાં નહીં ઊગે સૂર્ય કે નહીં ઊગે ચન્દ્ર. શ્વાસ ભૂવાની ડાકલી જેવા વાગશે. પ્રેમ તો પ્રેતની જેમ દર ગોધતો સંતાતો ફરશે. તેં સાચવી રાખેલાં બે મીઠાં સમણાંઓ વૃક્ષોથી ઘેરાયેલી કોઈ અષ્ટકોણી વાવના ઊંડાણમાં ઓગળતાં જશે. નમિતા, તું બે પાંપણોને મળવા દઈશ નહી. સૂર્યને પાંપણને કિનારે ઝીલવો પડે તો ઝીલજે. ચન્દ્રનાળથી આંખો વીંધાય તો વીંધાવા દેજે, પવનની [illegible] આંગળીઓ એને ફોસલાવે તો સાવધ રહેજે. તારી આંખ ખુલ્લી હશે તો કોઈ દિવસ તું દૃશ્ય અદૃશ્યને ભેગાં કરી શકીશ.

હુ મરણને લલચાવુ છુ ચાલ, આપણે વધસ્તમ્ભ પર ચઢી જઈએ. મારી સાથે તુ પણ પૂજનીય બની જઈશ ચાલ, આપણે અગ્નિશય્યા પર પોઢી જઈએ, મારી સાથે તુ ય તારી નિષ્પલક પાપણોને બધ કરી શકીશ. ચાલ; આપણે પુરાણકાળના કોઈ વિસ્મૃત મહાલયની જેમ દટાઈ જઈએ મારી જેમ તુ ય અદૃશ્ય બની જઈ શકીશ ચાલ, આપણે પતગિયા બનીને, પવનમા લુપ્ત થઈ જઈએ, મારી જેમ તુ ય અશરીરી બની જઈશ, પણ આ સાભળીને ખધુ મરણ હસ્યા કરે છે. એના હસવાના કર્કશ અવાજથી રખેને નમિતા ચોકી ઊઠે એ ભયથી હુ એ અવાજને મારામા સગોપી દેવા ઈચ્છું છુ, પણ આધળા ચામાચીડિયાની જેમ એ મારી અદર ગોળાકારે ફર્યા જ કરે છે. મરણને મારામા ઉછેરવાનો આ પરિશ્રમ અસહ્ય થઈ ઊઠે છે પણ એ ભારને ઓગાળે એવો કોઈનો સાચો ક્રોધ પણ હુ પામ્યો નથી નકલી નાણાના કાટ ખાઈ ગયેલા સિક્કા જેવા ઉછીના લીધેલા પ્રેમના બે શબ્દો હજી પૂરતા ઝેરી નથી બની શક્યા કોઈ વાસનાએ પણ વિકરાળ પશુના જેવી ઉગ્ર હિંસકતા કેળવી નથી આથી દાત અને નહોર વગરના આધળા રાક્ષસ જેવો હુ મારા વન્ધ્ય રોગથી મરણને પપાળી રહ્યો છુ. ઉગ્ર શાપ વહોરી લેવા જેવુ કોઈ પાપ પણ હુ ઉછેરી શક્યો નથી મારી સામાન્યતાને ખોળે આ સામાન્ય મરણ ઊછરી રહ્યુ છે એના ઠુ ઠા હાથના પર આંગળીઓના ટશિયા ફૂટવાનો અણસાર વરતાય છે એની નિષ્પલક આખોમાની રતાશનો ભડકો હવે વધતો લાગે છે એનો ફુત્કાર હવે મારી લાગણીના વનોને કરમાવતો જાય છે પ્રાચીન ખડેરમા ઉદર અને ઘુવડની જેમ અમે એકબીજાથી લપાઈને રહેવા મથી રહ્યા છીએ પણ હમણા જ સળગી ઊઠશે કે શુ એવા લાગતા ફોસ્ફરસ જેવી એની આખોએ મને શોધી કાઢ્યો છે તે હુ જાણુ છુ માટે હુ એને લલચાવુ છુ, ફોસલાવુ છુ પણ—

ઈશ્વરના મનમાની કોઈ ઘનીભૂત શંકાના જેવી તોળાઈ રહેલી આ રાત ધીમેધીમે પ્રાકાળના લઘુક ચરણે ચાલવા માંડે તે પહેલાં, મૃણાલ, મારે તને મારામાં વસતા એક પડછાયાને તારામાં ઉછેરવા આપવો છે. એ દાન માટેનું આ જ ઉત્તમ મુહૂર્ત છે. આ ધારાથી લિપ્ત આ પ્રકાશમાં તું કેવળ મને એક આકૃતિ રૂપે જ જોઈ શકશે વ્યક્તિરૂપે નહીં. હું પણ તારી આંખોના રહસ્યને જોઈ શકીશ નહીં, તું કદાચ જાણતી નથી, પણ પડછાયો ઉછેરી શકાય છે. પણ એને હૃદયની જોડાજોડ રાખશે તો જ એ ઉછરશે. આ સંસારમાં જીવીને મેં જાણ્યું છે કે અહીં વ્યક્ત થવા કરતાં લુપ્ત થવાની જ મોટી આવશ્યકતા હોય છે. આ પડછાયાની ઓથે તારું જે ગુહ્ય હશે તે વધુ ગુહ્ય બનશે. એની શીળી છાયામાં તારા માનીતા બેચાર શબ્દોને તું નિશ્ચિન્ત બનીને મૂકી દઈ શકીશ. એકાદ નામ પણ કદાચ તને એવું પ્રાપ્ત થયું જેને હોઠ પર લાવવાનું સુધ્ધાં સાહસ તારે કરવું ન હોય તો તું એને સહેલાઈથી એ પડછાયામાં સંગોપી દેજે. તારાં આંસુની અન્તઃસ્રોતા ફલ્ગુને કાંઠે આ પડછાયાની ઘટા વિસ્તરશે તો વિષાદનો ચહેરો પણ ખીલી ઊઠશે. અને તું તો જાણે જ છે કે પડછાયાને જળ ભૂંસી શકતું નથી. એ પડછાયો અવળો નથી, સવળો નથી, માનીતો નથી, અણમાનીતો નથી. એ પડછાયો કોઈની આકૃતિની ચાડી ખાતો નથી. તારા એકાન્ત પર એ એની ઘટા વિસ્તારશે. એને તારી પાછળ પાછળ ફરવાની ટેવ પાડી નથી. તું એને સાવ ભૂલી જશે તો એ દયામણે મોઢે તારા તરફ જોઈ નહીં રહે. તું જાતે જ કોઈ વાર એ પડછાયાને આવેશથી ચૂમીને ગુલાબોનું વન ઊભું કરી દેવા લલચાઈ જશે, પણ એ પડછાયો તો નિરાગ છે, તટસ્થ છે. તારાં અણગમતાં વર્ષો એને સોંપી દેજે, એ વર્ષો પડછાયા ભેગાં પડછાયારૂપ થઈ જશે. એ પડછાયાનો કશો ભાર નથી, એ શીતળ છે પણ એમાં આંસુનો ભેજ નથી. આમ તો એ સૂર્યપુષ્પની જ એક ખરી ગયેલી પાંખડી છે, પણ એ ફાગુન થઈને વેરાઈ નહીં જાય. એ તારા હૃદય પાસે રહેશે, પણ એને એ ઢાંકી નહીં દે. તારાં ઉઘાડાં પડી જતાં સ્મિતને માટે એ તને ગમે એવું આછું આવરણ

બની રહેશે. મૃણાલ, એ પડછાયો આછો થઈને નષ્ટ થઈ જાય તે પહેલા હુ તને એ આપી દેવા ઈચ્છુ છું. સમુદ્રનાં મોજા ઊછળીને પાછા પોતાના જ જળને જુએ છે તેમ તુ કેવળ તને જ જુએ છે તે હુ જાણુ છુ પણ આ પડછાયો તારી દૃષ્ટિની આડે નહી આવે તુ એને ઉછેરશે તો કદાચ ધીમે ધીમે તને એ વહાલો લાગશે, પણ એ તારા તારી જ પ્રત્યેના પ્રેમનુ માત્ર નિમિત્ત બનશે, કારણ કે પડછાયાના બાહુપાશમા તો કોઈ જકડાતુ નથી!

કોઈ વાર શ્વાસના મીનારા જ્યાં પૂરા થાય છે તેની પેલી પારનું જગત મારી આંખો સામે તરવરવા લાગે છે ત્યાં હજી ઉદ્ભિજ્જનો પણ જન્મ થયો નથી. સૂર્યચન્દ્ર હજી જન્મવેળાની ઓરમાં વીંટળાયેલા છે મગણ પૃથ્વી પર ઊડતી રજકણમાં વેરાયેલી છે હજી એનો આકાર બંધાયેલો નથી દુસ્સાહસથી બોલાઈ ગયેલા શબ્દને સંકેલી લેવા જેમ હોઠ જલદી બીડાઈ જાય તેમ પ્રકટ થઈ ચૂકેલા સમુદ્રને એના કાંઠાઓ પોતાની વચ્ચે બીડી દેવા ઇચ્છે છે. પૃથ્વીને જળનો હજી એવો ઘનિષ્ઠ સ્પર્શ થયો નથી યૌવનને ન ઓળખવાને કારણે એના ઉદ્ગમને ઢાંકવા ન શીખેલી કન્યાની જેમ એ ફરફૂદરડી ફરે છે પવન હજી બોલતા શીખ્યો નથી સમુદ્ર પાસે હજી એ માત્ર થોડા સ્વર કે ઉદ્ગારો જ શીખ્યા છે પર્વતો સાથે અથડાઈને એ થોડા વ્યંજનો શીખ્યો છે પર્વતો પણ પોતાની ઉત્તુંગતાને વિસ્મયથી જોતા ઊભા રહી ગયા છે. સમય એક કુંવારી અપરિમેયતા માત્ર છે પથ્થરોના મુખ પરથી હજી નક્ષત્રની આભા પૂરેપૂરી ભુંસાઈ ગઈ નથી. ક્યાંક ક્યાંક શિશુની કાલી કાલી વાણીના જેવા તારાઓ છેક ક્ષિતિજ સુધી ઝૂકીને પૃથ્વીને કાનમાં કશુંક કહ્યા કરે છે, પણ એ કશા મર્મ વિનાની વાણી છે, એ કેવળ શ્રવણસુખ માટે છે. શતાબ્દીઓના પડેલા વિશાળ ચક્રાકાર દીર્ઘ ભ્રમણપથને પૃથ્વીએ હજી જોયા પણ નથી હજી વિમાસણમાં પડવાની કે અકારણ મુઝાવાની પણ એની વય થઈ નથી સ્વપ્નોનેય એણે છૂપાં રાખ્યાં નથી એ તો ઝરણાં બનીને દોડી ગયાં છે.

પણ મૃણાલ, એ તો ક્ષણભરનો મોક્ષ હતો. પાછો હજાર યુદ્ધોના રક્તકર્દમને ખૂંદતો હું આ તરફ ચાલ્યો આવું છું કેટલાય ખંડિત ગર્વપ્રાસાદોના ખાલી ગવાક્ષોમાંથી હું ચાલ્યો આવું છું ત્યાં હવે કોઈ રૂપમતીના વેણુ ગુંજતા નથી હજારો વિકલાંગ દેવદેવીઓના ભંગાર વચ્ચે થઈને હું ચાલ્યો આવું છું આશીર્વાદ આપવાને તત્પર દેવના હાથની પાંચ આંગળીઓ પણ હું ભેગી કરી શક્યો નથી મહાનગરોમાં વિષના ફુવારા ઊડે છે, ચીમનીઓના વન ઊગી નીકળ્યાં છે

મારા જ મેરુદણ્ડના યૂપ સાથે મને બાધી દીધો છે કોઈ ધૂણતા ભૂવાની જેમ પવન મારી ચારે બાજુ ઘૂમે છે સમય રાતી કીડીની હાર જેવો એના એક એક લાલ ચટકા સાથે મારુ થોડુ થોડુ માસ વધેરતો જાય છે સમયે પાડેલા છેદમા મધમાખીઓ એનુ થોડુ થોડુ મધ ભરતી જાય છે મારે અ ગે એના દ શનો નિર્ધૂમ અગ્નિ પ્રગટી ઊઠે છે. પૂર્વમા કોઈ વિગટકાય કૂકડાની ચાચમાથી ટપકતા રુધિરના ટીપાની જેમ પ્રભાત ટપકે છે. સૂર્યચન્દ્રને ભેગા કરીને કોઈ કાસા વગાડે છે. નદીના જળ એકસૂરીલો મ ત્ર જપ્યા કરે છે પાસેના પીપળાના વૃક્ષમા સ તાઈને કોઈ ડાકલી બજાવે છે થોડી જ વારમા કોણ જાણે ક્યાથી કેટલી બધી અશરીરી છાયાઓનુ ટોળુ બહાર આવીને ચક્રાકારે ફરવા માંડે છે. મારી અ દર બેઠેલુ મરણ એના ઠૂઠા હાથથી તાળી પાડવા મથે છે જેને મારો ભોગ ધરવાનો છે તે દેવની કે અસુરની પ્રતીક્ષામા સૌ કોઈ છે હુ મારી ચેતનાને સ જ્ઞાહીનતાના સીમાડા સુધી ખે ચી ખે ચીને લઈ જાઉ છુ ત્યા કોઈકનો વિરાટકાય પડછાયો બધુ ઢાકી દે છે એના ચાલતા ચરણના પડછ દા પર્વતે પર્વતે પડઘા પાડે છે એકશ્વાસે મન્ત્ર રટીને જળ હવે હાફી ગયુ છે. મારી આખોની બખોલમાથી ભયના ધણ બહાર નીકળીને ભાગવા માડ્યા છે ટીપે ટીપે ટપકતુ પ્રભાત બધે રેલાઈ ગયુ નથી. આથી પેલો વિગટકાય પડછાયો હજી બધે પ્રસરેલો છે. થોડી વાર રહીને પવન એની હજાર જીભે મારા છેદમાનુ મધ ચાટવા માડે છે. એની સાથે જ મારી ડાગ અસ્થિપિંજરથી અળગી થઈને ઊડી જશે એવી મને આશા બધાય છે પણ એકાએક પેલો વિગટકાય પડછાયો કોઈ પ્રચ ડ જટાયુનુ રૂપ ધારણ કરીને વધુ નજીક સરી આવે છે. એની પાખની ઝાપટથી મારા શ્વાસ ઊચુ ઊચુ થાય છે, પણ તરત જ પાછા પટકાઈને પડે છે. એ જટાયુની સ્થિર આખોમા મને મારા વિષાદનુ પ્રતિબિમ્બ દેખાય છે મારો ભય ઓસરી જાય છે. વળી એની ચાચ દ્વિધામા પડે છે, પણ પછી તરત જ એના નહોર વડે એ મન સમેટીને ઊચકી લે છે અને એ ઊડે છે, ઊડે છે, ઊડે છે . . .

૭૦ મરણોત્તર' - વિવેચન સંદર્ભ.

1. ગ્રંથ એપ્રિલ ૧૯૭૫
2. સંસ્કૃતિ મે. ૧૯૭૫
3. સંજ્ઞા એપ્રિલ ૧૯૭૫
4. સંસ્કૃતિ - જાન્યુ - ૧૯૭૫
5. આજના - આત્મઆહ્વાન - શિ. પંચાલ.
6. અભિયોગ - રમણ જોષી
7. તાદર્થ્ય — ૮/૭૦, સુભાષ દવે
8. લોચન - નરોત્તમ પલાણ
9. સંગત. વિજય શાસ્ત્રી

વિદ્યાપીઠ · ૬/૭૫ - અધીત.

શબ્દસૃષ્ટિ - ૮૮ - જયંત ગાડીત

એની પેલે પાર જ કદાચ હશે સ્વર્ગની અટપટી ભૂગોળ, દેવદેવીઓના ઝુંડ, નરકના નકશા એની થોડી રેખાઓને જોઉં છું. ક્યાંક તેજાબના ભડકા જેવો અગ્નિ દેખાય છે. પછી છે નર્યો આસમાની અવકાશ. એમા થઈને હું કોઈ ખરતા તારાની જેમ સર્યે જાઉં છુ અહીં પણ નરી નિ શબ્દના નથી અવકાશમા ક્યાક કણસવાનો નિ.શ્વાસ છે. સૃષ્ટિના આરમ્ભ પહેલાની કોઈ વેદના હજી ત્યા મોક્ષ પામ્યા વિના ભમ્યા કરે છે. મરણ ક્યાક રજકણની જેમ મારામાથી કે કાઈ ગયું છે ધીમે ધીમે કશીક દ્યુતિને લહેરાતી જોઉં છુ. એમાથી એક આકૃતિની રેખાઓ દેખાય છે . એ કોણ ? મૃણાલ ? ઈશ્વર ? કે ચન્દ્રનો બુદ્દબુદ ?

અજાણ્યા ગામની અજાણી તળાવડીના કમળ પર પહેલુ ઝાકળનુ બિન્દુ ટપકયુ છે શહેરની ઉન્નિદ્ર અધબીડી આખ ખૂલી છે ચોક વચ્ચે ઊભેલો એક વૃદ્ધ કબૂતરોને ચણ નાખે છે. થાકેલી પ્રૌઢ વેશ્યા ઝરૂખામાથી પાછી વળે છે ક્યાકથી દિવસની પ્રથમ પાળીની ઘોષણા કરતી મિલની સાયરન ચિત્કારી ઊઠે છે. કારાવાસના કેદીઓ હારબધ કામે જઈ રહ્યા છે હોસ્પિટલમા મરણપથારીએ પડેલા દર્દીએ વધુ એક દિવસની યાતના વેઠવા માટે આખ ખોલી છે. પ્રસૂતિગૃહમા એક શિશુનુ જન્મસમયનુ ક્રન્દન ગાજી ઊઠયુ છે. શહેરના રસ્તાઓ ફરીથી ચરણ તળે ચપાવા લાગ્યા છે શેરીના દીવાઓ હોલવાવાનુ ભૂલી જઈને સૂર્યના પ્રકાશમા નફફટાઈથી આછુ હસી રહ્યા છે બસસ્ટૉપ પર યુવકયુવતીનો પ્રેમાલાપ તૂટક તૂટક ચાલી રહ્યો છે. વડ પર ટિંગાયેલા વટવાગળાને કાગડાઓ હેરાન કરી રહ્યા છે દોડતી ટ્રક નીચે કચડાયેલા અજાણ્યા શખ્સની વીગતો છાપાનો ખબરપત્રી એકઠી કરી રહ્યો છે નેતા દિવસનુ પ્રથમ પ્રવચન કરવા નગરગૃહ ભણી ધસી રહ્યા છે નિશાળિયાઓને ભરીને સ્કૂલબસ ઉતાવળે જઈ રહી છે આમલીના ઝાડ નીચે વરડી ભિખારણ ભીખમા ઈશ્વરે દેલા વધુ એક દિવસને ચગળતી બેઠી છે. દુર્ગન્ધી રાસાયણિક દ્રવ્યોથી ગધાતી મેલી નદી મોઢુ સતાડતી વહી રહી છે. એમા શહેર પોતાનુ ગદુ મોઢુ જોઈને બીભત્સ હસે છે બાગમા ભૂલા પડેલા વાસની જાળમા ઉદ્યમી કરોળિયો નિષ્પલક નેત્રે બેઠો છે શહેર વચ્ચેના અવાવરુ કૂવામા એક લાશ પોલિસની રાહ જોતી તરી રહી છે વધેરેલા પશુ જેવા ફળ દુકાનમા લટકી રહ્યા છે નામનો બુરખો ઓઢીને માનવીઓ ફરીથી નીકળી પડ્યા છે બે આધળાઓ એકબીજાનો હાથ ઝાલીને જઈ રહ્યા છે કોઈક પુરાણીએ લાઉડસ્પીકર પર ભગવાનનો પ્રચાર શરૂ કરી દીધો છે ઊંચા મહેલના ગોખમા બેઠેલા ઘુવડની ઊંઘ રહી રહીને ઊડી જાય છે સૂર્યે બધા ઉકરડાઓને અજવાળી દીધા છે ગાડીઓમા અને વિમાનોમા લોકો ભાગી રહ્યા છે એમની પાછળ રેડિયો એક્ટિવ રજ દોડી રહી છે તળાવડીમાના કમળ પર ઝિલાયેલુ ઝાકળનુ બિન્દુ જળમા સરી પડે છે. એક બુદબુદ થઈને શમી જાય છે. ●